શ્રી મોરેશ્વર ભટ્ટ પ્રણીત,

# "વૈદ્યામૃત."

## મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

પથ્ય પાળતા રોગિને, શું ઔષધથી કામ ?
પથ્ય ન પાળે રોગીતો, કરે શું ઔષધ કામ ?

પ્રસિદ્ધ કરનાર,

## જેરામ વિં રઘુનાથ.

"ભાવપ્રકાશ ભાષાંતર"ના મેનેજર.



મુંબઇ-ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું.

સંવત્ ૧૯૪૩ સને ૧૮૮૭.

મૂલ્ય ૯ આના.

A MAN MAY BE GREAT BY CHANCE
BUT NEVER GOOD BY CHANCE.

## ग्रंन्थार्पण.

મહેરબાન સાહેબ,

રા૦ રા૦ અમૃતરાવ શિવરામ દેશાઈ

મુંબઈ.

મહાન પદ્વિએ હોવા છતાં અતિ નમ્રતા
મારા તરફ અંતઃકરણથી પ્રીતિ, અને
વિદ્યાને ઉત્તેજન આપવાની શુભ ઉ-
ત્કંઠાથી મોહિત થઇ આ પુસ્તક
આપને નમ્રતા પૂર્વક અર્પણ
કરવામાં અતિ આનંદ
માનુ છું.

મુંબઇ-તા૦૧-૧ ૮૭ { આજ્ઞાંકિત શેવક,
જેરામ વિ૦ રઘુનાથ.

माणस अकस्मात भाग्यशाळी थाय पण
अकस्मात सज्जन न थाय.

# પ્રસ્તાવના.

પૂર્વે અહમદનગરમાં વૈદ્યક ક્રિયામાં નિપુણ અને જગત્પ્રસિદ્ધ માણિકભટ્ટ નામના વૈદ્ય રેહેતા હતા. તેમના પુત્ર મોરેશ્વરભટ્ટ વૈદ્ય પણ પોતાના પિતા જેવાજ મોટા નામાંકિત થયા હતા. એક દિવસે તેમને જણાયું કે 'આપણે વૈદ્યક વિષય ઉપર એક નાહાનો છતાં જેમાં સઘળો સંગ્રહ આવે એવો ગ્રંથ રચવો જોઇએ.' પછી તેમણે શાકે ૧૬૦૩ દુર્મતિ નામના સંવત્સરમાં વૈદ્યામૃત નામનો સંસ્કૃત શ્લોકબદ્ધ ગ્રંથ કર્યો.

હવે આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરવાનું કારણ એટલુંજ છે કે હમણાં આ દેશમાં લોકોની સંસ્કૃત ઉપર અભિરૂચિ દિવસે દિવસે ઓછી થઇને આવા ગ્રંથનો લોપજ થતો જાય છે. કેટલાએક પેહેડી દરપેહેડીના વૈદ્યો છતાં શાસ્ત્રાભ્યાસ ન હોવાથી કેવલ ચોપડીઓ ઉપરથીજ ચિકિત્સા કરીને નિર્વાહ કરે છે તેઓને ગ્રંથનો ઉપયોગ થાય અને બીજા લોકોને પણ શાસ્ત્રાભ્યાસ કર્યા વિના વૈદ્યક પ્રકરણ માહેની ચિકિત્સાનું જ્ઞાન થાય એ હેતુથી આ ગ્રંથનું ભાષાંતર જામનગરના નિવાસી શાસ્ત્રીજી કાળીદાશ ગોવિંદજી પાસે કરાવી સર્વે ચતુર ગૃહસ્થોને મોટા આદરથી નજર કરવામાં આવ્યું છે.

"વ્યાધિ શોધ વિદ્યા" માટે લોકોની અભિરૂચિ વિશેષ હોવાથી આ ગ્રંથની પાછળ દાખલ કરી છે.

જેરામ ત્રિ. રઘુનાથ

મેનેજર "ભાવપ્રકાશ ભાષાંતર"

# अनुक्रमणिका.

## પ્રથમ અલંકાર.


| વિષય | સૂચના. | પૃષ્ટ. |
|---|---|---|
| યુક્તાયુક્ત વિચાર ......... | | ૧ |
| ઔષધ લેવાનો સમય...... | | ૧ |
| ઔષધોના પ્રતિનિધિ...... | | ૨ |
| ઔષધાદિકનાં પ્રમાણ...... | | ૩ |
| ક્વાથ આદિ પ્રક્રિયા......... | | ૩ |
| સ્નેહપાક .............. | | ૫ |

---

| | |
|---|---|
| મંગળાચરણ ............ | ૭ |


### ज्वर चिकित्सा.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| વાતજ્વર એટલે વાયુથી થએલા તાવનો ઉપાય...... | ૮ |
| પિત્તજ્વર એટલે પિત્તથી થએલા તાવનો ઉપાય......... | ૯ |
| કફજ્વર એટલે કફથી થએલા તાવનો ઉપાય...... | ૯ |
| વાયુ તથા પિત્ત એ બન્નેના યોગથી થએલા તાવનો ઉપાય ................ | ૧૦ |
| કફ તથા વાયુથી થએલ જ્વર ઉપર ઉપાય ...... | ૧૦ |
| પિત્ત તથા કફથી થએલ જ્વરનો ઉપાય ......... | ૧૦ |
| સાધારણ તાવનો ઉપાય... | ૧૧ |
| સન્નિપાત જ્વરનો ઉપાય... | ૧૧ |
| સન્નિપાત જ્વર ઉપર સુંઠ આદિનો ક્વાથ......... | ૧૨ |
| કાનના મુળમાં થએલા સોજાનો ઉપાય........... | ૧૨ |
| વિષમજ્વરનો ઉપાય ...... | ૧૩ |
| સાધારણજ્વર ઉપર ચિકિત્સા | ૧૩ |
| જેમાં પાતળો ઝાડો વહયો જતો હોય એવા તાવની ચિકિત્સા. ............... | ૧૫ |
| અતિસારના ઉપાય......... | ૧૬ |
| સંગ્રહણી (ઝાડાનો રોગ) ના ઉપાય............... | ૧૭ |
| અરશના ઉપાય............ | ૧૯ |
| અજીર્ણ વિષુચિકા (કાલેરા) નો ઉપાય ............. | ૨૦ |
| કૃમિના ઉપાય............ | ૨૨ |
| પાંડુરોગના ઉપાય ....... | ૨૩ |
| મોહડામાંથી અથવા નાકમાંથી લોહી પડતું હોય તેના ઉપાય........... | ૨૩ |


---

## બીજો અલંકાર.


| | |
|---|---|
| ક્ષયના ઉપાય ............ | ૨૫ |
| ઉધરસ અને શ્વાસના ઉપાય | ૨૬ |


૨૭-૨૮-૨૯

| विषय. | पृष्ट. |
|---|---|
| હેડકીનો ઉપાય............ | ૩૦ |
| અવાજ બેસી જવાના તથા અરૂચીના ઉપાયો...... | ૩૦ |
| વમન (ઉલટી)ના ઉપાય... | ૩૧ |
| તરસના ઉપાય ........... | ૩૨ |
| મુર્છા તથા માથાની ચકરીના ઉપાય .............. | ૩૨ |
| બળતરા (દાહ)ના ઉપાય... | ૩૩ |
| વાઈનો ઉપાય............ | ૩૩ |
| વાયુના દરદના ઉપાય...... | ૩૪ |
| વાતરક્ત એટલે જેને હમણાં લોકો રક્તપિત્ત કેહેછે તેના ઉપાયો................. | ૩૫ |
| સાથળ ઝલાઈ ગયા હોય તેનો ઉપાય............ | ૩૬ |
| આમવાતના ઉપાય......... | ૩૭ |
| શૂળના ઉપાય............ | ૩૮ |
| ઉદાવર્ત્ત (ઘેલાપણું)નો ઉપાય | ૪૦ |
| ગોટા તથા બરલ આદિના ઉપાયો ... | ૪૦–૪૧–૪૨–૪૩ |


## ત્રીજો અલંકાર.


| विषय. | पृष्ट. |
|---|---|
| મુત્રકૃચ્છના ઉપાય......... | ૪૪ |
| પાણવી (પથરીનો રેગ)ના ઉપાય .. ........ ....... | ૪૪ |
| પ્રમેહ (પરમા)ના ઉપાય | ૪૫–૪૬ |
| પુષ્ટિના ઉપાય............ | ૪૭ |
| દ્રાવણનો ઉપાય ......... | ૪૮ |
| મેદ સબંધી રેગનો ઉપાય | ૪૯ |
| પેટના રેગનો ઉપાય...... | ૪૯ |
| પેટના સોજાનો ઉપાય...... | ૪૯ |
| વધરાલનો ઉપાય ......... | ૫૦ |
| ગંડમાલા (ગળા આદિ ભાગોપર થએલા ગાંઠા) ના ઉપાય ................ | ૫૦ |
| શ્લીપદ (રાફા)નો ઉપાય... | ૫૧ |
| વિદ્રધિ (અંદરના ગુમડાં)નો ઉપાય ..... ...... ..... | ૫૧ |
| વ્રણ તથા ભાંગેલા ભાગના ઉપાય ... ............ | ૫૨ |
| નાડીવ્રણ અને ભગંદરના ઉપાય........ .......... | ૫૨ |
| ચાંદી અને લિંગ ઉપર પડી ગએલા ચીરાના ઉપાય ... | ૫૨ |
| કોઢનો ઉપાય............ | ૫૩ |
| ઉદર્દકોટ (મોટાં ઢ્રામઠાં)નો ઉપાય ... .. .......... | ૫૪ |
| અમ્લપિત્ત (ખાટી ઉલટી)નો ઉપાય .................. | ૫૫ |
| રતવાનો ઉપાય........... | ૫૫ |
| વિસ્ફોટકનો ઉપાય......... | ૫૬ |
| ઓરીનો ઉપાય ........... | ૫૬ |
| ક્ષુદ્રરેગોના ઉપાય..... ... | ૫૬ |
| મોહડાના રેગનો ઉપાય... | ૫૭ |
| ગળાના રેગના ઉપાય...... | ૫૭ |
| દાંતના રેગનો ઉપાય...... | ૫૭ |
| કાનના રેગનો ઉપાય...... | ૫૮ |
| નાકના રેગનો ઉપાય...... | ૫૮ |
| નેત્રના રેગનો ઉપાય...... | ૫૯ |
| માથાના રેગના ઉપાય... | ૬૦–૬૧ |

| विषय. | पृष्ठ. |
|---|---|
| **ચોથો અલંકાર.** | |
| **स्त्रीना रोगोनो उपाय** | |
| પ્રદર રોગના ઉપાય........ | ૬૨ |
| ગર્ભ ધારણ............... | ૬૩ |
| ગર્ભે સ્થિતી કરણ......... | ૬૩ |
| ત્વરીત પ્રસવ .......... | ૬૩ |
| યોની શૂલ પરિહાર......... | ૬૪ |
| યોનિ સંકોચન............ | ૬૪ |
| ગર્ભધારણ, નિવૃત્તિ ...... | ૬૪ |
| સ્તનના રોગના ઉપાય...... | ૬૪ |
| બાળકના રોગના ઉપાય... | ૬૫ |
| ઝેરના ઉપાય.......... | ૬૫ |
| વિરેચન ... ........ | ૬૬ |
| ઉપસંહાર (ગ્રંથકર્તાની વિજ્ઞપ્તિ)........... | ૬૭—૬૮ |

**वैद्यामृतनी अनुक्रमणिका समाप्त.**

**व्याधिरोध विद्या** પૃષ્ઠ ૭૩ થી ૧૧૨ સુધી.


---



## सूचना.

સૂચના એટલે ગ્રંથમાં નહી કહેલી બાબતોની ચેતવણી. તેના અહીં ૭ પ્રકાર કહ્યા છે તે એ કે ૧ યુક્તાયુક્ત વિચાર. ૨ ઔષધ લેવાનો કાળ. ૩ ઔષધોના પ્રતિનિધિ. ૪ ઔષધાદિકનું પરિમાણ. ૫ ક્વાથ વગેરે પ્રક્રિયા ૬ સ્નેહપાક.

### युक्तायुक्त विचार.

સઘળા કાર્યોમાં નવીન ઔષધોનીજ યોજના કરવી. પરંતુ વાવડીંગ, પીપળ, ગોળ, ધાણા, અને મધ એ પદાર્થો એક વર્ષના જુના લેવા, ગળો, કડાછાલ, અરડૂસો, કોહોળું, શતાવરી, આસોંદ, કાંટાઅશેરીયો, વરીયાળી અને નારી એ ઔષધો સર્વદા લીલાંજ લેવાં પણ તેઓને બીજાં લીલાં ઔષધોની પેઠે બમણાં લેવાં નહી. બીજાં ઔષધો લીલાં હોય તો બમણાં લેવાં. જે ઔષધીનાં અંગ કહ્યાં ન હોય તે ઔષધિનાં મૂળજ લેવાં.

### औषध लेवानो समय.

જ્યાં ઔષધ ખાવાનો સમય ન કહ્યો હોય ત્યાં ઘણું કરીને પ્રાતઃકાલજ ઔષધ ખાવાનો સમય સમજવો. ક્વાથ અને ચૂર્ણ વગેરે ઔષધો તો વિશેષે કરી પ્રાતઃકાળમાંજ દેવાં જોઇએ. રેચને વાસ્તે અથવા વમનને વાસ્તે ઔષધ દેવાં હોય તો પ્રાતઃકાળેજ દેવાં અને તેઓની ઉપર જમવું નહી. રેચક અથવા વમન કરાવનાર ઔષધનો સારો યોગ થયા પછી તે ઉપર રાબ પીવી. અપાનવાયુને નીચી ગતિ

આપવા સારૂ ઔષધ ખાવું હોય તો જમ્યાથી પેહેલાં થોડી વારે ખાવું. મુખની અરૂચિ મટાડવા સારૂ અનેક તરાહનાં મોઢે લાગે એવાં સ્વાદિષ્ટ ઔષધ કરીને તે જમવાના સમયમાં ખાવાં. સમાનવાયુ એટલે નાભિ સ્થલનો વાયુ કુપિત થયો હોય અથવા અગ્નિ મંદ થઈ ગયો હોય તો અગ્નિને પ્રદીપ્ત કરનારાં ઔષધ જમતાં જમતાં વચમાં ખાવાં. વ્યાન વાયુનો પ્રકોપ થયો હોય તો જમ્યા પછી ઔષધ ખાવાં. હેડકી, આક્ષેપક વાયુ (હીસ્ટરીયા) અને કંપવાયુ એઓ ઉપર જમ્યા પેહેલાં અને જમ્યા પછી પણ ઔષધ ખાવાં. કંઠસ્થલનો વાયુ કુપિત થઇને સ્વર ભેદાદિક (ઘાંટો બેસીજવા આદિ) થયું હોય તો સાયંકાળના ભોજનમાં પ્રત્યેક કોળીએ અથવા વચમાં એક એક કોળીઆનો અંતર નાખીને ઔષધ ખાવું. પ્રાણવાયુ એટલે હૃદયનો વાયુ કુપિત થયો હોય તો સાયંકાળનું ભોજન કર્યા પછી ઔષધ ખાવું. તરસ, હેબકા, હેડકી, દમ અને વિષના દોષ ઉપર વારંવાર, અન્નની સાથે અને જમવાથી પેહેલાં તથા પછી પણ ઔષધનું સેવન કરવું. કાન, નેત્ર, નાક અને માથું ઇત્યાદિ સ્થલના રોગો વિષે, વાયુ આદિના દોષોને ટાળવા સારૂ તથા ક્ષીણ થએલા શરીરને પુષ્ટ કરવા સારૂ પાચન તથા શમન ઔષધો જમ્યાથી પેહેલાં તથા પછી પણ ખાવાં.

## ઔષધોના પ્રતિનિધિ.

કાઢા અને ચૂર્ણ આદિ કોઇ પણ પ્રયોગમાં જે ઔષધ ન મળી શકે એવું હોય તેની અવજી તેના જેવા સ્વભાવવાળું બીજું ઔષધ લેવું. જેમકે અતવસની અવજીમાં નાગરમોથ,

અમ્લવેતસ નામના લીંબુની અવજીમાં ચુકા અથવા ચણાખાર અને કસ્તૂરીની અવજીમાં જાવંત્રી ઇત્યાદિ. આ વિષયનો વિસ્તાર નિઘંટ કિંવા "ભાવપ્રકાશ" માં જોઇ લેવો.

## औषधादिकनां प्रमाण.

જે ક્વાથ આદિ ઔષધોમાં પદાર્થોનું પ્રમાણ કહ્યું ન હોય તે સ્થલમાં સઘળાં ઔષધો સમભાગે લેવાં. 'સમભાગે લેવાં પણ કેટલાં કેટલાં લેવાં' એવી શંકા રેહે છે તો તેનું નિવારણ આ પ્રમાણે છે. જ્યાં સ્વરસ એટલે તે તે પદાર્થોનો અંગરસ લેવાનું કહ્યું હોય ત્યાં સ્વરસની માત્રા નિત્ય બે તોલાં લેવી. સ્વરસમાં સાકર, મધ, અને ગોળ ઇત્યાદિ નાખવાનાં હોય ત્યાં તે પદાર્થો છ માસા લેવા. પુટપાકની[૧] માત્રા નિત્ય ચાર તોલાં હોવી જોઇએ. તેમાં મધ નાખવો હોય તો એક તોલુ લેવો અને કલ્ક કે ચૂર્ણ આદિ નાખવું હોય તો તે સ્વરસ પ્રમાણે છ માસા લેવું,

## क्वाथ आदि प्रक्रिया.

**કાઢો**—કાઢામાં સઘળાં ઔષધો મળી નિત્ય ચાર તોલાં કુટાવવાં. તેમાં ઔષધોથી સોળગણું એટલે ચોસઠ તોલાં પાણી નાખી મંદ મંદ અગ્નિથી માટીની હાંડલીમાં પકાવવાં. પછી અષ્ટમાંશ એટલે આઠ તોલાં બાકી રાખી એ ક્વાથ જરા જરા ઊનો ઊનો હોય ત્યાંજ પી જવો. આઠ તોલાં સહન થઇ શકે નહી એમ હોય તો ચાર તોલાંજ લેવો. નાહાનાં છોકરાંને ત્રણ માસાથી એક તોલાં સુધી દેવો. એ કાઢો અન્ન રસનો

---

૧ કપડમટી કરીને અગ્નિમાં પકાવવામાં આવે તે પુટપાક કેહેવાય છે.

પાક સારી રીતે થયા પછી દેવો. કાઢામાં સાકર નાખવી હે તો વાત, પિત્ત અને કફ સંબંધિ રોગો ઉપર અનુક્રમે ચોથા, આઠમા અને સોળમા હિસ્સાની નાખવી. મધ નાખવો હોય તો તેથી વિપરીત એટલે કફ ઉપર ચોથા ભાગનો, પિત્ત ઉપર આઠમા ભાગનો અને વાયુથી થએલા રોગો ઉપર સોળમા ભાગનો નાખવો. જીરૂં, ગુગળ, ક્ષાર, શિલાજિત અને હિંગ વગેરે ઔષધો ત્રણ માસા નાખવાં. દુધ, ઘી, ગોળ, તેલ, કલ્ક અને ચૂર્ણ વગેરે ઔષધો કવાથમાં એક એક તોલાભર નાખવાં.

ફાંટ[1] અને **હિમ**[2] એઓનું પ્રમાણ અને તેઓમાં નાખવાના પદાર્થોનું પ્રમાણ કાઢા પ્રમાણેજ સમજવું.

કલ્ક—સુકા અથવા લીલા પદાર્થો લઇ છીપર ઉપર વાટવામાં આવે તેને કલ્ક કેહે છે. એનું પ્રમાણ એક તોલાનું સમજવું. કલ્કની અંદર મધ, ઘી કે તેલ આદિ જે નાખવાનું હોય તે કલ્કથી બમણું હોવું જોઇએ. સાકર અને ગોળ બરાબર નાખવાં અને દ્રવ પદાર્થો ચોગણા નાખવા.

ચૂર્ણ—અત્યંત શુષ્ક પદાર્થ લઇ સારી રીતે કુટી વસ્ત્રથી ચાળી લેવામાં આવે તે ભુકાને ચૂર્ણ કેહે છે. એ ચૂર્ણ મોટા માણસને રોગાદિકનું તારતમ્ય જોઇ છ માસાથી એક તોલાં સુધી દેવું. ચૂર્ણની અંદર ગોળ નાખવો હોય તો સમભાગે નાખવો અને સાકર નાખવી હોય તો બમણી નાખવી. હીંગ નાખવી હોય તો શેકીને નાખવી એટલે ઊછાળો આવે નહી.

---

૧ પદાર્થને કુટી ઉના પાણીમાં નાખી તે વખતેજ ગાળીને જે પાણી લેવામાં આવે તે ફાંટ કેહેવાય છે. ૨ પદાર્થને રાતે પાણીમાં ભીંજવી રાખી સવારમાં ચોળી ગાળીને જે પાણી લેવામાં આવે તે હિમ કેહેવાય છે.

ઘી આદિ પદાર્થોથી ચૂર્ણને ચાટવું હોય તો ઘી આદિ પદાર્થો ચૂર્ણથી બમણા જોઇએ. ચૂર્ણ પાણીમાં કાલવીને લેવું હોય તો પાણી ચોગણું જોઇએ. ચૂર્ણ, અવલેહ, ગુટિકા, અને કલ્ક એઓની પાછળ જે પાણી કે દુધ પીવાનું હોય તે વાત, પિત્ત અને કફ સંબંધી રોગો ઉપર અનુક્રમે બાર, આઠ અને ચાર તોલાં પીવું. જેમ પાણી ઉપર તેલનું ટીપું પડતાં ક્ષણમાત્રમાં ચારે કોર પસરી જાય છે તેમ અનુપાનના જોરથી ઔષધ સર્વ અંગોમાં પસરી જાય છે. કોઇ ચૂર્ણને લીંબુના રસ વગેરેની ભાવના (પુટ) દેવી પડે તો જેટલા પદાર્થથી સઘળું ચૂર્ણ ભીજાય તેટલુંજ ભાવનાનું પ્રમાણ સમજવું.

જો કે ઉપર ક્વાથ આદિનાં પ્રમાણ કહ્યાં છે તો પણ દેશ, કાળ, પ્રકૃતિ, અવસ્થા, અગ્નિ અને બળ ઇત્યાદિકનો પુરતો વિચાર કરીને એઓનાં પ્રમાણનો ઉપયોગ કરવો.

## स्नेहपाक.

કલ્ક કરતાં ચોગણું ઘી અથવા તેલ લઈ તેમાં તેથી ચોગણું પાણી અથવા બીજો દ્રવ પદાર્થ નાખીને રાંધવું અને પછી સિદ્ધ થએલા સ્નેહની ચાર તોલાંની માત્રા લેવી. જે પદાર્થનું તેલ અથવા ઘી કાહાડવું હોય તેથી ચોગણું પાણી ઉકાળીને ચતુર્થાંશ બાકી રાખવો અને તેની સાથે ઘી અથવા તેલ સિદ્ધ કરવું. કોમળ પદાર્થ હોય તો ચોગણું પાણી નાખવું, કઠણ પદાર્થ હોય તો આઠગણું પાણી નાખવું અને અત્યંત કઠણ પદાર્થ હોય તો સોળગણું પાણી નાખવું. જ્યાં કેવલ પાણી, ક્વાથ અને સ્વરસ એઓથી સ્નેહ તૈયાર કરવો હોય ત્યાં કલ્કનો અંશ અનુક્રમે ચોથો, છઠો અને આઠમો લેવો.

દૂધ, દહીં, સ્વરસ અને છાશ એઓથી સ્નેહ સિદ્ધ કરવો હોય તો અષ્ટમાંશ કલ્ક નાખવો. અને કલ્કનો સારો પાક થવા સારૂ તેમાં ચોગણું પાણી નાખવું. જ્યારે કેવળ કાઢાથી સ્નેહ સિદ્ધ કરવાનો હોય ત્યારે કાઢાના પદાર્થોનેજ કલ્ક નાખીને સિદ્ધ કરવો. જ્યાં દુધથી સ્નેહ સિદ્ધ કરવાનો હોય ત્યાં ઔષધથી આઠગણું દૂધ અને દુધથી ચોગણું પાણી નાખીને પકાવવો. સ્નેહનું ટીપું અગ્નિ ઉપર નાખી જોવું. જો તડતડ વાગવા લાગે તો તે સ્નેહને સિદ્ધ થયો સમજવો. ફીણ (ઉભરો) આવવા લાગે એટલે તેલ તૈયાર થયું સમજવું અને ફીણ મટીજાય ત્યારે ઘી તૈયાર થયું સમજવું.

પારો, ગંધક, ત્રાંબું, કથિલ, હરતાલ, હિંગળો અને વછનાગ ઇત્યાદિ પદાર્થો આ ગ્રંથમાં ઔષધો રૂપે ઉપયોગમાં લેવાના કહ્યા છે તેઓ શુદ્ધ હોવા જોઇએ અને એઓની શુદ્ધિ તથા જારણ મારણ આદિ ક્રિયાઓ શાર્ઙ્ગધર આદિ ગ્રંથોમાંથી જોઈ લેવી.

# વૈદ્યામૃતનું ગુજરાતી ભાષાંતર.

## मंगलाचरणम्.

नत्वाब्रह्ममहेशविष्णुगिरिजानागास्यधन्वंतरीन्
पूज्यान्सुश्रुतवाग्भटप्रभृतिकान्सर्वांश्चवैद्यान्गुरून् ॥
श्रीमन्माणिकभट्टवैद्यतनयोमोरेश्वराख्योभिषङ्
नानावैद्यमतंविलोक्यकुरुतेवैद्यामृतंसुंदरम् ॥ १ ॥

બ્રહ્મા, શિવ, વિષ્ણુ, જગદંબા, ગણપતિ, તથા ધન્વંતરિને, સુશ્રુત અને વાગ્ભટ આદિ પૂજ્ય ગ્રંથ કર્ત્તાઓને અને સઘળા વૈદ્યો તથા ગુરૂઓને પ્રણામ કરી માણિકભટ્ટ નામના વૈદ્યનો પુત્ર મોરેશ્વર નામનો વૈદ્ય અનેક વૈદ્યોના મત જોઇને આ સુંદર વૈદ્યામૃત નામના ગ્રંથને રચે છે.

आत्रेयपाराशरसुश्रुताद्यैर्येनिर्मिताग्रंथनृपाःप्रसिद्धाः ॥
स्वयोग्यकार्यप्रविधानदक्षोग्रंथोस्तुमेसेवकएवतेषाम् ॥ २ ॥

આત્રેય, પારાશર અને સુશ્રુત આદિ મહાત્માઓએ જે મોટા મોટા પ્રસિદ્ધ ગ્રંથો રચેલા છે તેઓના સેવક રૂપ આ મારો ગ્રંથ પોતાની યોગ્યતા પ્રમાણે કામ કરવામાં સમર્થ હોજો.

यद्यप्यनार्यमिदमस्तिवचोमदीयंवैद्यास्तथापिभवतां
हितहेतुरेव ॥ यस्मादमुख्यकरणेकरणंमदीयःश्री
मत्सदाशिवपदांबुजभक्तियोगः ॥ ३ ॥

હે વૈદ્યો ! જો કે મારો ગ્રંથ અયોગ્ય છે તોપણ તેથી તમ લોકોનું હિત થયા વિના રેહેશે નહી. કારણકે શ્રી સદાશિવના ચરણારવિંદની ભક્તિનો યોગ આ ગ્રંથ કરવામાં મને સહાય થયો છે.

**शास्त्रप्रवीणाःक्रिययाविहीनाःक्रियाप्रवीणाःकिलशास्त्रहीनाः॥**
**एतादृशायद्यपिसंतिकिंतैर्वैद्यास्तएवोभयथाप्रवीणाः ॥ ४ ॥**

જો કે શાસ્ત્રોમાં પ્રવીણ છતાં જેઓને ક્રિયાઓ આવડતી નથી એવા અને ક્રિયાઓ કરવામાં પ્રવીણ છતાં જેઓને શાસ્ત્ર આવડતાં નથી એવા ઘણા વૈદ્યો છે તોપણ તેઓ શા કામના છે. શાસ્ત્રો તથા ક્રિયાઓ એ બન્નેમાં જેઓ પ્રવીણ હોય તેઓજ સાચા વૈદ્ય ગણાય છે.

## તાવની ચિકિત્સા (विषय पहेलो.)

**समस्तामयमुख्यत्वाज्ज्वरस्यप्रथमंमया ॥**
**प्रतीकारःसुधातुल्योयथामतिनिगद्यते ॥ ५ ॥**

તાવ સઘળા રોગોમાં મુખ્ય છે એટલામાટે હું મારી બુદ્ધિ પ્રમાણે પ્રથમ તાવનીજ અમૃત જેવી ચિકિત્સા (મટાડવાનો ઉપાય) કહું છું.

### વાતજ્વર[1] એટલે વાયુથી થએલા તાવનો ઉપાય.

**वातज्वरंहंतियवासविश्वामुस्तागुडूचीजनितःकषायः ॥**

---

૧ શરીરમાં કંપ થાય, ગળું સુકાયા કરે અને હાથ પગ જડ જેવા થઇ જાય ઇત્યાદિક વાતજ્વરનાં લક્ષણ છે.

ધમાસો, સુંઠ, નાગરમોથ અને ગળો, એ પદાર્થોથી કરેલો ક્વાથ વાતજ્વરને મટાડે છે.

## પિત્તજ્વર[1] એટલે પિત્તથી થએલા તાવનો ઉપાય.,

**पित्तज्वरंहंतिरजःकषायश्छिन्नाशिवापर्पटजोथवापि ॥६॥**

એકલા ખડસલીઆનો કવાથ અથવા ગળો, હરડે, અને ખડસલીયો એ ત્રણ પદાર્થનો કવાથ પિત્તજવરને મટાડે છે.

## કફજ્વર[2] એટલે કફથી થએલા તાવનો ઉપાય.

**भार्ङ्गीपुष्करदेवदारुमगधाछिन्नावृषाब्दौषधैः**
**क्वाथोयंकफजज्वरंकसनकंसश्वासपार्श्वग्रहम् ॥**
**मांद्यंजाठरवन्हिजातमरुचिंनिर्मूलयत्येवसत्प-**
**क्वान्नंक्षुधितोयथातरुगणान्झंझामरुद्वायथा ॥ ७ ॥**

જેમ ભુખ્યો માણસ પક્વાન્નનો નાશ કરે (ખાઇ જાય) અને વરસાદ સહિત તોફાની પવન વૃક્ષોના સમૂહનો નાશ કરે તેમ ભારંગીનાંમૂળ, પોખર[3]મૂળ, દેવદાર, લીંડીપીપર, ગળો, અરડૂસાનાં પાન, નાગરમોથ અને સુંઠ એઓનો કવાથ કફજ્વરનો, ઉધરસનો, શ્વાસનો, પડખાં ઝલાઇગયાની પીડાનો, જઠરાગ્નિના મંદપણાનો અને અરૂચિનો અવશ્ય નાશ કરે છે.

---

૧ અંગોમાં બળતરા,તરશ, અને ઉલટી ઇત્યાદિક પિત્તજ્વરનાં લક્ષણ છે. ૨ નિદ્રાનું અધિકપણું, ઉધરસ, મળમત્રનું પીળાપણું અને નાકમાંથી પાણી પડવું ઇત્યાદિક કફજ્વરનાં લક્ષણ છે. ૩ કઠનું મૂળ કેટલાએક કહે છે કે એરંડાનું મૂળ.

## વાયુ તથા પિત્ત એ બન્નેના યોગથી થએલા તાવનો ઉપાય.

किरातनागरामृतारजोब्दसंश्रुतंजलम् ॥
निहंतिवातपित्तजज्वरंयथागजंहरिः ॥ ८ ॥

જેમ સિંહ હાથીને હણે છે તેમ કરીયાતું, સુંઠ, ગળો, ખડસલીઓ અને નાગરમોથ એઓનો ક્વાથ વાયુ તથા પિત્તના યોગથી થએલા તાવને હણે છે.

## કફ તથા વાયુથી થએલા જ્વર ઉપર ઉપાય.

आरग्वधाभयातिक्ताग्रंथिकाब्दश्रृतंपिबेत् ॥
कफवातज्वरेसामशूलेदीपनपाचनम् ॥ ९ ॥

ગરમાળાનો ગોળ, હરડે, કડુ, પીપળીમૂળ અને નાગરમોથ એઓનો ક્વાથ કફ તથા વાયુના યોગથી થએલા તાવને તથા તેની સાથેના આમશૂલને[1] મટાડવા ઉપરાંત અગ્નિને દીપ્ત કરે છે અને પાચન પણ કરે છે.

## પિત્ત તથા કફથી થએલા જ્વરનો ઉપાય.

रक्तचंदनधनामृतवल्लीनिंबपद्मकभवंक्वथितंस्यात् ॥
आशुपित्तकफजज्वरतृष्णादाहवातहरमाग्निकरंच ॥ १० ॥

રતાંજલિ, ધાણા, ગળો, કડવાલીંબડાનીછાલ અને પદ્મક એઓનો ક્વાથ પિત્ત તથા કફથી થએલા તાવને, તરસ-

---

૧ પેટમાં ગડગડાટ, ઉલટી કરવાના હેબકા, શરીરમાં સજડપણું અને મોહોડામાં લાળ ઇત્યાદિ લક્ષણોની સાથે જેમાં કફનાં સઘળા લક્ષણો હોય એવું જે શૂળ નીકળતું હોય તે આમશૂળ કહેવાય છે.

ના રોગને, બળતરાને અને વાયુને તુરત મટાડે છે તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે.

## સાધારણ તાવનો ઉપાય.

कालिंगशुंठीघनतिक्ततिक्तानिंबामृताधान्यरजोन्वितानाम् ॥
सरिंगणीपुष्करचंदनानांपटोलभार्ङ्गीवृषपद्मकानाम् ॥ ११ ॥
कषायकःकासवमीपिपासादाहान्वितेचाष्टविधज्वरार्ते ॥
सजंतुरोगेरुचिकामलार्त्तेदोषत्रयार्त्तेगदितोमुनींद्रैः ॥ १२ ॥

ઇંદ્રજવ, સુંઠ, નાગરમોથ, કડુ, કરીયાતું, કડવા લીંબડાની છાલ, ગળો, ધાણા, ખડસલીઓ, ભોરીંગણી, એરડાનાં મૂળ, રતાંજળિ, પરવલ, ભારંગી, અરડૂસો, અને પદ્મક એઓનો ક્વાથ ઉધરસ, વમન, તરસ તથા દાહવાળા આઠે પ્રકારના તાવને, પેટમાં જીવડાના રોગને, અરૂચિને, કમળાને અને સન્નિપાતને મટાડે છે એમ મોટા મુનિઓએ કહેલું છે.

## સન્નિપાત[1] જ્વરનો ઉપાય.

तिक्तापद्मकतोयचंदनघनावासाभयारग्वधैः
पाठाविश्वकलिंगकामृतलतामुस्तैःकषायःकृतः ॥
कृष्णाचूर्णयुतस्त्रिदोषजनितेविष्टंभदाहान्विते
कासश्वासविलापतृड्भ्रतिहितःसंदीपनःपाचनः ॥ १३ ॥

કડુ, પદ્મક, વાળો, રતાંજલિ, ધાણા, અરડૂસો, હરડે, ગરમાળાનો ગોળ, કાળીપાડ, સુંઠ, ઇંદ્રિજવ, ગળો અને નાગરમોથ

૧ જીભનો કાળો રંગ, હાડકાં દુખવાં, ક્ષણમાં બળતરા ક્ષણમાં ટાઢ, ગાવા નાચવા આદિની ચેષ્ટા, માથું ધ્રુજવું અને ઉધરસ આવવી ઇત્યાદિક સન્નિપાત જ્વરનાં લક્ષણ છે.

એઓનો ક્વાથ કરી તેમાં લીંડીપીપળનો ભુકો નાખીને પીવાથી પેટનો આફ્રો, બળતરા, ઉધરસ, શ્વાસ, બકબકાટ તથા તરસવાળો સન્નિપાત જ્વર મટે છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે અને પાચન પણ થાય છે.

## સન્નિપાત જ્વર ઉપર સુંઠ આદિનો ક્વાથ.

शुंठीदारुशठीरजोबृहतिकातिक्ताकिरातांबुदा
नंताभिर्जनितःकषायकवरःकृष्णामधुभ्यांयुतः ॥
निःशेषंत्रितयोद्भवज्वरहरोजीर्णज्वरस्यांतकृत्
कासारिर्विषमापहोपिगदितःशुंठ्यादिकःसूरिभिः ॥१४॥

સુંઠ. દેવદાર, કચૂરો, ખડસલીયો, ભોરીંગણી, કડુ, કરીયાતું, નાગરમોથ અને ધમાસો એઓનો કવાથ કરી લીંડીપીપળના ભુકા અને મધની સાથે પીવામાં આવે તો તેથી સન્નિપાત જ્વર, જીર્ણજ્વર, ઉધરસ તથા વિષમજ્વર અત્યંત મટે છે. વિદ્વાન લોકો આ ક્વાથને શુંઠયાદિ ક્વાથ કહે છે.

## કાનના મુળમાં થએલા સોજાનો ઉપાય.

शांतेत्रिदोषेश्रुतिमूलजातशोथस्यरक्तंप्रविमोचयेत्प्राक् ।
पश्चान्मुहुःकट्फलकृष्णजीरविश्वाकुलित्थोद्भवलेपनंस्यात् ॥१५॥

સન્નિપાત જ્વર શાંત થયા પછી કાનના મૂળમાં સોજો થાય છે તે સોજાનું પ્રથમ લોહી કાહાડી નાખીને પછી તેના ઉપર કાયફળ, કાળીજીરી, સુંઠ અને કળથીનું લેપન કરવું એટલે તે સોજો મટે છે.

## વિષમ[1] જ્વરનો ઉપાય.

पटोलमधुकाभयाकटुकरोहिणीमुस्तजः
कषायकवरःपरं विषममाशुजेजीयते ॥
तथाटृषपयोधरामृतलताशिवाविश्वजंकणा
मधुयुतंश्रृतंविषमनाशनंकीर्तितम् ॥ १६ ॥

પરવળ, મહુડાના ફૂલ, હરડે, કડુ અને નાગરમોથ, એઓનો ક્વાથ ભારે વિષમજ્વરને તુરત મટાડે છે. અરડૂસાનાં પાન, નાગરમોથ, ગળો, હરડે, તથા સુંઠનો ક્વાથ કરી તેમાં લીંડીપીપળ અને મધ નાખીને પીવામાં આવે તો તેથી પણ વિષમજ્વર મટે છે.

## સાધારણ જ્વર ઉપર ચિકિત્સા.

यवसर्षपरुक्शिवावचाजतुनिंबाज्यभवंप्रधूपनम् ॥
ज्वरनाशकरंपरंस्मृतंविविधोपायकरैश्चिकित्सकैः ॥ १७ ॥

જવ, સર્ષપ, કઠ, વજ, લાખ, લીંબડાનાં પાનડાં અને ઘીની ધુંવાડી દેવામાં આવે તો તેથી જ્વરનો નાશ થાય છે એમ અનેક ઉપાયો કરનારા વૈદ્યો કેહે છે.

आमलसैंधवचित्रकपथ्यापिप्पलिचूर्णमिदंज्वहारि ॥
रोचनदीपनपाचनमाशुभेदितथागादितंमुनिवर्यैः ॥१८॥

આમળાં, સિંધાલૂણ, ચીતરાનાં મૂળ, હરડે અને લીંડીપીપળ એઓનું ચૂર્ણ જ્વરને મટાડે છે, રૂચિ ઉપજાવે છે, અ-

---

૧ જેને આવવાના સમયનો નિયમ ન હોય, કોઇ સમયે ભારે ટાઢ આવીને આવે અને કોઇ સમયે બળતરા કરતોજ આવે તે તાવ વિષમજ્વર કેહેવાય છે.

ગ્નિને દીપ્ત કરે છે, પાચન કરે છે અને તુરત દસ્ત લગાડે છે એમ મોટા મુનિઓએ કહ્યું છે.

जलचतुःफलयुक्तपयःपलेशृतकणात्रयमग्निकरंपरम् ॥
श्वसनकासबलासपुरातनज्वरहरंरुचिदंबलवर्द्धनम् ॥१९॥

લીંડીપીપળ તોલાં ૩ પાણી તોલાં ૧૬ અને ગાયનું દુધ તોલા ૪ એઓનો કવાથ કરી પાણી બળી જઇને દુધજ બાકી રહે ત્યારે તેમાંથી પીપળ કાઢી નાખીને તે કવાથ પીવામાં આવે તો તેથી શ્વાસ, ઉધરસ, કફ તથા જીર્ણ જ્વર મટે છે અને રૂચિ ઉત્પન્ન થાય છે તથા બળ વધે છે.

एकांशोमरिचादुभौरसकतःसंमर्दयेन्मसृणे
पश्चान्निंबुरसेनमर्दनाविधिर्यावत्घृतंगच्छाति ॥
पथ्यंदुग्धयुतंकणामधुयुतोवल्लप्रमाणोभवेत्
प्राचीनज्वरहातथाविषमहाधातुस्थितध्वंसनः ॥ २० ।
रक्तातीसृतिपायुजप्रदरहानेत्रामयध्वंसनो
यावद्रक्तभवामयप्रहरणःपित्तामयध्वंसनः ॥
रोगानीकगलग्रहोविजयतेश्रीमालिनिप्रागयं
वैद्यानांमतिशालिनांबहुतरंश्रीदोवसंताभिधः ॥२१ ॥

એક ભાગમાં ધોળાં મરી અને બે ભાગ ગૌમૂત્રમાં શુદ્ધ કરેલો ખાપરીયો લઇ તેઓને સોપારી જેટલા ગાયના માંખનણમાં ખરલ કરવાં પછી તેમાં લીંબુનો રસ વારંવાર નાખત સઘળી ચીકાશ મટી જાય ત્યાં સુધી તેઓનું ખરલમાં મર્દીકર્યા કરવું. કાંઇક સુકાયા પછી તેની એક એક વાલની ગોળીઓ કરવી. એ ગોળીને લીંડીપીપળના ચૂર્ણ અને મધનાં

સાથે ખાવી અને દુધ ભાતનું પથ્ય કરવું. આ પ્રમાણે કરવામાં આવે તો જીર્ણજ્વર મટે છે વિષમજ્વર મટે છે અને ધાતુમાં રહેલો જ્વર મટે છે. લોહીવાળો પાણી જેવો ઝાડો, ગુદનાં દરદ, પ્રદર નામનો સ્ત્રીનો રોગ, નેત્રના રોગ, લોહીના બીગાડથી થતા સઘળા રોગો અને પિત્ત સંબંધી સઘળા રોગો પણ એ ગોળીથી મટે છે. અનેક રોગોના સમૂહોને તોડનારો અને બુદ્ધિમાન.વૈદ્યોને ઘણું ધન આપનારો આ 'વસંતમાલિની' નામનો રસ બહુ સરસ છે.

## જેમાં પાતળો ઝાડો વહ્યો જતો હોય એવા તાવની ચિકિત્સા.

इसबगोलइतिप्रथितंजनेहरतितज्ज्वरभाजमतीसृतिम् ॥
अनुभवाल्लिखितंतनुशास्त्रतोभवतुतद्भिषजामुपयोगिकम्॥२२॥

ઓથમી જીરૂં રાતે પાણીમાં ભીજવી રાખી સવારમાં તેને હાથથી ચોળી રૂચિ આવવા વાસ્તે સાકરની સાથે પીવામાં આવે તો તેથી પાતળા ઝાડા સાથેનો તાવ મટી જાય છે. આ વાત જો કે શાસ્ત્રની નથી પણ મારા પોતાના અનુભવની છે તોપણ વૈદ્યોને ઉપયોગી થવાને વાસ્તે લખી છે.

विश्वामृतावालकचंदनानांसवत्सकांभोदकिरातकानाम् ॥
हितःकषायोवमिदाहतृष्णाशोफातिसारज्वरपीडितानाम् २३

સુંઠ, ગળો, વાળો, રતાંજલિ, કડાછાલ, નાગરમોથ અને કરીયાતું એઓનો કવાથ ઉલટી, બળતરા, તરશ, સોજા અને પાતળા ઝાડાવાળા તાવથી પીડાએલાઓને વાસ્તે હિતકારી છે.

## અતિસારના[1] ઉપાય (विषय बीजो.)

**पाठाबिल्वंधातकीवत्सकोंबुमुस्तंरोध्रंचंदनंदाडिमंच ॥**
**क्षौद्रोद्रिक्तंक्काथमेतंवदंतिपिच्छास्रावेशूलरक्तामयुक्ते ॥२४॥**

કાલીપાડ, બીલું, ધાવણીનાં ફૂલ, કડાછાલ, વાળો નાગરમોથ, લોદર, રતાંજલિ અને દાડિમના ફૂલની છાલ એઓનો ક્વાથ કરી મધની સાથે પીવામાં આવે તો શૂળ, રૂધિર તથા કાચા ભાગવાળો પીંછા પીંછા જેવો પાતળો ઝાડો મટી જાય છે.

**किंचित्घृताक्तौषधचूर्णमेतदेरंडपत्रावृतमाग्निपक्कम् ॥**
**सितासमंहंतितनोतिचैतदामातिसारंजठरानलंच ॥२५॥**

સુંઠનો ભુકો કરી તેમાં થોડુંક ઘી નાખી એરડાના મૂળના રસથી ભીંજવી તેનો ગોળો કરવો. પછી તેને એરડાના પાનડામાં વીંટી ઉપર છાણમાટી લગાવીને અંગારાપર શેકવો માટી બળવા લાગે ત્યારે બાહાર કાઢી લઈ અંદરનું ઓસડ કાઢીને સાકરની સાથે ત્રણ માસા અથવા સાત માસા ખાવું એટલે તેથી અન્નના કાચા ભાગવાળો પાતળો ઝાડો મટે છે અને પેટની અંદરનો અગ્નિ પ્રદીપ્ત થાય છે.

**समोचसारंसहनागफेनंसजातिसस्यंपुटपाकयोगात् ॥**
**निहंतिमालूरफलंनराणांसर्वातिसाराननुभूतमेतत् ॥२६॥**

મોચસાર (શેમળાનો ગુંદ) અફીણ, જાયફળ અને બીલાંનો ગર્ભ એઓને ઉપર કહ્યા પ્રમાણે અગ્નિમાં પકાવી

---

૧ બહુજ પાતળો વહ્યો જતો ઝાડો.

ખાવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અતિસાર મટે છે. આ વાતનો અમે અનુભવ કરેલો છે.

कीटनिष्ठीवनेघृष्टंनागफेनंसकुंकुमम् ॥
तंदुलप्रमितंदत्तमतिसारनिषूदनम् ॥ २७ ॥
इदंमयागुरोर्लब्धंनतुशास्त्राद्भिषग्वराः ॥
भवतामुपयोगायगुरुतत्त्वंप्रकाशितम् ॥ २८ ॥

અફીણ અને કેસર મધમાં અથવા મધપોડાના મીણમાં ચોખા જેટલું દેવામાં આવે તો તેથી અતિસાર મટેછે. ઉત્તમ વૈદ્યો ! આ વાત જો કે શાસ્ત્રમાંથી મળી નથી પણ ગુરૂની પાસેથી મળી છે તોપણ તમ લોકોના ઉપયોગમાં આવવાને વાસ્તે મેં ગુરૂની કુંચીને પ્રસિદ્ધ કરી છે.

## સંગ્રહણીના[1] ઊપાય. (विषय त्रीजो.)

गुडूच्यतिविषामुस्तानागरैःकथितंजलम् ॥
मंदानलामसंयुक्तेहितसंग्रहणीगदे ॥ २९ ॥

ગળો, અતિવિસની કળી, નાગરમોથ અને સુંઠ એ-ઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી મંદાગ્નિ અને અન્નના કાચા ભાગવાળો સંગ્રહણી રોગ મટે છે.

मरिचहिंगुलगंधकटंकणामृतकणाकनकोद्भवबीजकैः ॥
प्रहरयोर्द्वितयावधिखल्वकेतनुतरंविजयारसमर्दितैः ॥ ३० ॥

---

૧ મરડો આવીને બહુજ દુર્ગંધ વાળો કાચો કે પાકો ભાગ પડે અને તે ક્ષણે ક્ષણે પડે અને ક્ષણે બંધ પડી જાય એવો ઝાડાનો રોગ સંગ્રહણી કેહેવાય છે.

कनकसुंदरएषमहारसोहरतिसंग्रहणीगदमुत्कटम् ॥
ज्वरमतीसृतिमग्निविहीनतांवतयथागरुडोभुजगावलिम् ॥२१॥

મરી, શુદ્ધ હીંગળો, શુદ્ધ ગંધક, ટંકણખાર, શુદ્ધ કરેલો વછનાગ, કાળી જીરી અને ધંતુરાનાં બીજ એટલાં ઔષધોને યોગ્ય ભાગે લઈ બે પોહોર સુધી ભાંગના રસમાં ખરલની અંદર બહુજ ઝીણાં મર્દવાં એટલે તે 'કનક સુંદર' નામનો મોટો રસ થાય છે. યોગ્ય અનુપાનની સાથે ઉપયોગમાં લીધેલો એ રસ, જેમ ગરૂડ અનેક સર્પોને ખાઈ જાય છે તેમ ભારે સંગ્રહણી, જ્વર, અતિસાર તથા મંદાગ્નિપણું એ રોગોને ખાઈ જાય છે.

त्रिजातकव्योषवरारसेंद्रगंधाजमोदामिशिवेल्लराव्यः ॥
बिल्वानलाजाजिलवंगधान्यगजोपकुल्यामधुकंपटूनि ॥२२॥
हिंगूःकुबेराव्हयमोचसारौक्षारौजयासर्वचतुर्थभागा ॥
इदंहिचूर्णविनिहंतितूर्णप्रसूतिकासंग्रहणीविकारम् ॥ २३ ॥
समस्तरोगांतकमग्निकारिभ्राजिष्णुताकारिसुतक्रपीतम् ॥
इमंप्रयोगंबहुधानुभूतंचकारधात्रीकिलकापिलाही ॥ २४ ॥

તજ, તમાલપત્ર, એળચી, સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, પારો, ગંધક, અજમોદ, સુવા, વાવડીંગ, હળદર, બીલાંનો ગર્ભ, ચિત્રો, જીરૂં, લવીંગ, ધાણા, ગજપીપળ, જેઠીમધ, મીઠું, બીડલૂણ, ટંકણખાર, સિંધાલૂણ, સંચળ, હિંગ, કાકચીઆનો ગર્ભ, મોચસાર, સાજીખાર, જવખાર અને એ સઘળાંથી ચોગણી ભાંગ એઓનું ઝીણું ચૂર્ણ કરી છાશમાં પીવામાં આવે તો તેથી સુવાવડમાં થએલો સંગ્રહણી

વિકાર તુરત મટે છે. આ પ્રયોગ કે જે સઘળા રોગોને મટાડનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, શરીરમાં કાંતિ આપનાર છે અને ઘણીવાર અનુભવમાં આવેલો છે તે, લાહી નામની કોઇ સુયાણીએ શોધી કહાડયો છે તેથી 'લાહીચૂર્ણ' કેહેવાય છે.

## અરશના ઊપાય. (विषय चोथो.)

**शुष्कचूरणहुताशनाभयानागरोषणगुडोद्भवावटी ॥**
**अष्टवेदशशिभूतदर्धकंशक्रभागसहितारुचिप्रदा ॥ ३९ ॥**
**अग्निमांद्यगुदजार्तिहारिणीविद्विबंधजठरार्तिनाशिनी ॥**
**आर्द्रपीलुफलभक्षणंतथार्शःकृमिग्रहणिगुल्मनाशनम् ॥३६॥**

સુકાએલાં સૂરણનું ચૂર્ણ તોલાં આઠ, ચિત્રાના મૂળ તોલાં ચાર, હરડે તોલું એક, સુંઠ તોલું એક અને મરી તોલું અર્ધ એટલાં ઔષધોની ચૌદ તોલાં ગોળમાં મેળવીને ગોળીઓ વાળવી. એ ગોળીઓથી રૂચિ પ્રાપ્ત થાય થાય છે, અને અગ્નિનું મંદપણું, અરશની પીડા, ઝાડાની કબજીયત તથા પેટની પીડા મટે છે.

પીલુનાં લીલાં ફલ ખાવાથી પણ અરશ, પેટના કૃમિ, સંગ્રહણી અને પેટમાં ચડતો ગોટો એઓનો નાશ થાય છે,

**नृकेशाहिनिर्मोकवेल्लार्कमूलशमीपत्रशृगांकुरैर्हिंगुयुक्तैः ॥**
**प्रधूपोर्शसांनाशयत्याशुवीर्यंयथाकामिनीनित्यसंगोनराणाम् ॥**

જેમ સ્રીઓનો નિત્ય સંગ પુરૂષોના વીર્યનો નાશ કરે છે તેમ માણસના મોવાળા, સર્પની કાંચળી, વાવડીંગ,

આકડાનું મૂળ, ખીજડીનાં પાનડાં, શીગડાંના કાંટા અને હીંગ એઓની ધુવાડી અરશના જોરનો તુરત નાશ કરેછે.

## અજીર્ણ વિષૂચિકા ( કાલેરા )નો ઊપાય

### ( विषय पांचमो. )

व्योषत्रिवृल्लवणपंचकमग्निजीरं·
क्षारोभयाकृमिरिपुःकणमूलचव्ये ॥
तक्रेणवोष्णसलिलेनाहिचूर्णमेत-
दग्निंभडाग्निमिवसंतनुतेनराणाम् ॥ ३८ ॥

पथ्योग्रगंधाबिडाहिंगुशुंठीविषाकलिंगोद्भवचूर्णमेतत् ।
सुखांबुनाहंसरुचिंविषूचीमजीर्णशूलौचहुताशकारि ॥३९॥

સુંઠ, મરી, પીપળ, નસોતર, પંચલવંણ[1], ચિત્રો, જીરૂં, સાજીખાર, જવખાર, હરડે, વાવડીંગ, પીપળીમૂળ, અને ચવક એઓનું ચૂર્ણ કરી છાશમાં અથવા ઊના પાણીમાં પીવામાં આવે તો તેથી માણસોનો ઊદરનો અગ્નિ બહુજ વધે છે. હરડે, વજ, બિડલૂણ, હીંગ, સુંઠ, અતવસ અને ઈંદ્રજવ એઓનું ચૂર્ણ થોડા થોડા ઊના પાણીમાં પીવામાં આવે તો તેથી અરૂચિ, કાલેરા, અજીર્ણ અને શૂળ દૂર થઇને અગ્નિની વૃદ્ધિ થાય છે,

हिंगूग्रगंधाबिडनागरदीप्यपथ्या
चूर्णंविभागपरिवर्द्धितमेतदाशु ॥

---

૧ મીઠું, બીડલૂણ, ટંકણખાર, સિંધાલૂણ અને સંચળ.

आनाहशूलगुदजानलमांद्यगुल्मं
विष्टंभकोदरविषूचिहरंसमस्तम् ॥ ४० ॥

એક ભાગ હીંગ, બે ભાગ વજ, ત્રણ ભાગ બિડલૂણ, ચાર ભાગ સુંઠ, પાંચ ભાગ અજમા અને છ ભાગ હરડે એઓનું ચૂર્ણ કરી ખાવામાં આવે તો તેથી તુરત આફરો શૂળ, અરશ, અગ્નિનું મંદપણું, ગોટો, દસ્તની કબજીયત,, પેટના રોગ અને કાલેરા એ સધળાં મટે છે.

तालादेकोरसादेकएकःसीसकभस्मनः ॥
द्वौभागौगंधकाच्छुद्धान्मरिचाच्छोडशांशकः ॥ ४१ ॥
चूर्णंकृत्वारक्तिकैकाघृतेनसहभक्षिता ॥
विषूचिंसर्वशूलानिप्लीहानमुदरंतथा ॥ ४२ ॥
गुल्मंसंग्रहणीरोगंश्वासकासकफानिलान् ॥
अग्निमांद्यादिकान्रोगान्हंत्यसौवडवानलः ॥ ४३ ॥

એક ભાગ શુદ્ધ હરતાલ, એક ભાગ શુદ્ધ પારો, એક ભાગ સીસાની ભસ્મ,બે ભાગ શુદ્ધ ગંધક અને સોળ ભાગ મરી એઓનું ચૂર્ણ કરી તેની નિત્ય એક રતિ, ઘીની સાથે ખાવામાં આવે તો તેથી કાલેરા, સઘળાં પ્રકારનાં શૂળ, બરલનું દરદ, પેટના રોગ, ગોટો, સંગ્રહણી, શ્વાસ, ઊધરસ, કફ, વાયુ અને અગ્નિની મંદતા ઈત્યાદિક રોગ મટે છે. આ રસનું નામ 'વડવાનલ' છે.

जातीजातंत्रिकर्षमरिचमपिपलंचार्द्धकर्षप्रमाणं
गंधंसूतंलवंगंविषमिदमखिलंचिंचिणीसस्यतोये ॥
पिष्टमाषैकमात्रावितरतिदहनंवन्हिमांद्येचसद्यो
रोगान्शूलानिलादीन्दहतिकृतगुणोवन्हिनामारसोयम्॥४४॥

ડોઢ તોલું જાવંત્રી, ડોઢ તોલું જાયફલ, ચાર તોલાં મરી, અર્ધ તોલું ગંધક, અરધ તોલું પારો. અરધ તોલું લવીંગ અને અરધ તોલું વછનાગ એ સઘળાંઓને આંબલીના રસમાં ખરલની અંદર વાટી તેની અડદ જેવડી ગોળી કરવી. એ ગોળી યોગ્ય અનુપાનમાં એક સવારે અને એક સાંજે ખાવામાં આવે તો તેથી અગ્નિમાં મંદપણું મટીને તુરત પ્રદીપ્તપણું થાય છે અને શૂળ તથા વાયુ આદિ રોગો તુરત મટે છે. આ ગુણકારી રસનું નામ 'વન્હિહરસ' છે.

## કૃમિના ઉપાય. ( विषय ६ ठो. )

खदिरकुटजनिंबोग्रात्रिवृध्योषपथ्या
मलकलिफलजोगोमूत्रसिद्धिःकषायः ॥
मुनिमितादिनपीतःसत्यमेतन्नमिथ्या
कृमिकुलशतकोटीर्बद्धमूलानिहंति ॥ ४९ ॥

ખેરસાર, ઈંદ્રિજવ, લીંબડાની છાલ, વજ, નસોતર, સુંઠ, મરી, પીપળ, હરડાં, બેહેડાં, અને આંમળાં એઓને અરધાં અરધાં કુટી ગોમૂત્રમાં કાઢો કરીને સાત દિવસ સુધી પીવામાં આવે તો તેથી પેટના હજારો કૃમિઓ દૃઢમૂલ છતાં પણ ટળી જાય છે. આ વાત સત્ય છે, ખોટી છેજ નહી.

येनमाक्षिकसंयुक्तंचूर्णवैडंगजंयदि ॥
सेवितंतस्यजंतूनांभीतिर्नास्तिकदाचन ॥ ४६ ॥

જે માણસ વાવડીંગના ચૂર્ણનું મધની સાથે સેવન કરે તે માણસને કદી પણ પેટમાં જીવડાનો ભય થતો નથી.

## પાંડુ[1] રોગના ઉપાય. ( विषय ७ मो.)

पुनर्नवानिंबपटोलतिक्ताविश्वाभयादारुनिशामृतानाम् ॥
कषायकःपांडुगदंनिहंतिसश्वासकासोदरशूलशोथम् ॥४७॥

ધોળી સાટોડી, લીંબડાની છાલ, પરવળ, કડુ, સુંઠ, હરડે, દારૂ હળદર, અને ગળો એઓનો ક્વાથ પીવામાં આવે તો તેથી પાંડુરોગ, શ્વાસ, ઊધરસ, ઉદરનો રોગ, શૂળ અને સોજાનો નાશ થાય છે.

गैरिकामलरात्रीणामंजनंकामलापहम् ॥
तथागदितमाचार्यैस्तिक्ताचूर्णंसशर्करम् ॥ ४८ ॥

સોનાગેરૂ, આંમળાં અને હળદર એઓને ઊકાળીને તેનું અંજન આંખમાં આંજવામાં આવે તો તેથી કમળો મટે છે.

કડુનું ચૂર્ણ સાકરની સાથે ખાવામાં આવે તો પણ કમળો મટે છે એમ આચાર્યોએ કહ્યું છે.

## મોહોડામાંથી અથવા નાકમાંથી લોહી પડતું હોય તેના ઊપાય. ( विषय ८ मो )

वृषपत्ररसःसितामधुभ्यांसहितोलोहितपित्तमाशुहंति ॥
वृषगोस्तनिकाभयाशृतंतत्प्रतिवापश्वसनास्रकासनुद्वा ॥४९॥

અરડૂસાનાં પાનડાનો રસ જો સાકર અને મધની સાથે

---

[1] નેત્ર, મળ, મૂત્ર અને નખ પીળાં થઈ જાય અને તાવ, સોજા, હેડકી, શ્વાસ, ઊધરસ તથા અગ્નિનું મંદપણું થાય એ પાંડુરોગનાં સાધારણ લક્ષણો છે.

પીવામાં આવે તો તેથી. ઉપર કહેલું દરદ કે જેને ગ્રંથકારો રક્તપિત્ત કેહે છે તે તુરત મટે છે.

અરડૂસાનાં પાનડાં, કાળી દ્રાખ અને હરડે એઓનો ક્વાથ કરી તેમાં પાછું તેજ ઔષધોનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી ઉપર કહેલું દરદ, શ્વાસ, તથા ઉધરસ દૂર થાય છે.

शर्करामधुसंयुक्तंछागदुग्धमथापिवा ॥
गव्यंपंचगुणेतोयेकाथितंरक्तपित्तनुत् ॥ ५० ॥

જો બકરીનું દુધ સાકર અને મધની સાથે પીવામાં આવે તો તેથી અથવા ગાયના દુધને પાંચ ગણા પાણીમાં ઓટી એકલું દુધ રહે ત્યારે પીવામાં આવે તો તેથી ઉપર કહેલું દરદ, મટે છે.

दाडिमीकुसुमतोयनावनंनासिकास्रमपहंतिसत्वरम् ॥
माषपिष्टकटुकूलभूतिकालेपनंचाशिरसोहितावहम् ॥ ५१ ॥

દાડિમના ફૂલનો રસ કાહાડી તેનું નાકમાં ટીપું નાખવામાં આવે તો તેથી અથવા અડદનો લોટ અને રેશમી પીતાંબરની રાખ પાણીમાં કાલવીને માથાપર ચોપડવામાં આવે તો તેથી પણ ઉપર કહેલું દરદ દૂર થાય છે.

इतिश्रीअहमदनगरस्थितमाणिकभट्टवैद्यात्मजमोरे
श्वराविरचितेवैद्यामृतेप्रथमाऽलंकारः ॥ १ ॥

**इतिश्री અહમદનગરના રેહેવાશી માણિકભટ્ટ નામના વૈદ્યના પુત્ર મોરેશ્વરે રચેલા વૈદ્યામૃતનો પહેલો અલંકાર સંપૂર્ણ.**

## ક્ષયના ઉપાય ( विषय ९ मो. )

सितोपलावंशभवोपकुल्यातृटित्वचामाज्यमधुप्रयुक्तम् ॥
अंसात्तदूर्ध्वंद्विगुणंनिहंतिचूर्णंसमस्तान्क्षयजातरोगान् ॥१॥

સોળ તોલાં ખડી સાકર, આઠ તોલાં વંશલોચન, ચાર તોલાં પીપલ, બે તોલા એળચીના દાણા, અને એક તોલું તજ એઓનું ચૂર્ણ કરી ઘી અને મધની સાથે ખાવામાં આવે તો તેથી ક્ષય સંબંધી સઘળા રોગ મટે છે. આ ચૂર્ણનું નામ 'સિતોપલાદિ' છે.

सश्वासकासानलमांद्यसुप्तजिव्हारुचिश्लेष्मकपार्श्वशूलान् ॥
ज्वरोर्ध्वरक्तांसकरांघ्रिदाहयुक्तान्यथापापगणान्मुरारिः ॥२॥

જેમ વિષ્ણુ પાપોના સમૂહોનો નાશ કરે છે તેમ એ ચૂર્ણ શ્વાસ, ઉધરસ, અગ્નિનું મંદપણું, જીભનું બેહેરાપણું, અરૂચિ, સળીખમ, પડખાંનાં શૂળ, જ્વર, મોહોડાંની વાટે જતું લોહી, ખભાની બળતરા, હાથની બળતરા તથા પગની બળતરા એઓને મટાડે છે.

आयुर्यदास्याद्वलवन्नराणांसरक्तपित्तश्वसनक्षयाणाम् ॥ ३ ॥

જો લોકોનું આયુષ્ય બલવત્તર હોય તો એ ચૂર્ણ મોહોડામાંથી અથવા નાકમાંથી પડતું લોહી, શ્વાસ અને ક્ષય રોગનો પણ નાશ કરે છે.

नवनीतसितामधुप्रयुक्तोवरखोहेमभवः क्षयंक्षिणोति ॥
वितथःप्रभवेदयंप्रयोगोयदितन्मेशपथःसदाशिवस्य ॥ ४ ॥

માંખણ, ખડીસાકર અને મધ એઓની સાથે સોનાનો

વરખ ખાવામાં આવે તો તેથી ક્ષયરોગનો નાશ થાય છે. હું સદાશિવના સોગન ખાઇને કહું છું કે આ પ્રયોગ કદી વ્યર્થ જનાર નથી.

**रसंगंधंकंबोर्भसितमपिकापर्दभासितंमरीचंभूचंद्रांबु धिरससहस्रांशुलाविकम् ॥ रसांद्र्यंशंटंकंसकलमापिचू- र्णीकृतमिदंक्रमाद्यावन्निष्कंघृतसहितमद्यात्क्षयहरम् ॥ ८ ॥**

એક ભાગ પારો, એક ભાગ ગંધક, ચાર ભાગ શંખની ભસ્મ, છ ભાગ કોડીની ભસ્મ, બાર ભાગ મરી અને પા ભાગ ફુલવેલો ટંકણખાર એ સઘળાંઓનું ઝીણું ચૂર્ણ કરી નિત્ય ઘીની સાથે ચાર માસા સુધી ખાવામાં આવે તો તેથી ક્ષય રોગ મટે છે.

## ઉધરસ અને શ્વાસના ઉપાય

### (विषय १० मो.)

**भार्ङ्गीकट्फलकत्तृणांबुदधनाश्रृंग्युग्रगंधारजो पथ्यानागरदेववृक्षजनिताबाल्हीकमध्वन्वितः ॥ क्वाथोयंज्वरकासहाश्वसनहाश्लेष्मामयध्वंसितो वक्त्रोत्थामयहागलग्रहहरोवातापहः कीर्तितः ॥ ९ ॥**

ભારંગીનાં મૂળ, કાયફલ, રોહિસ નામનું ખડ, વાળો, ધાણા, કાકડાશીંગી, વચ, ખડસલીયો, હરડે, સુંઠ અને દેવદાર એઓનો કવાથ કરી હીંગ તથા મધ નાખીને પીવામાં આવે તો તેથી તાવ, ઉધરસ, શ્વાસ, કફ સંબંધી રોગ, મોહોડાનારોગ, ગળાનું ઝલાઇ જવું અને વાયુરોગ મટે છે.

यवक्षारकर्षोमरीचांद्विकर्षंद्विकर्षोपकुल्यापलंदाडिमस्य ॥
पलैर्वेदसंख्यैर्गुडोत्रप्रदेयोगुटीयंहठात्सर्वकासान्निहंति ॥७॥

એક તોલું જવખાર, બે તોલાં મરી, બે તોલાં પીપળ, અને ચાર તોલાં દાડિમની છાલ એટલાં ઔષધોને સોળ તોળા ગોળમાં ભેળવી ગોળીઓ કરવી. એ ગોળી બલાત્કારથી સઘળા પ્રકારની ઉધરસોનો નાશ કરે છે.

अर्कप्रसूनांतरवह्निजानांगुटीसकासंश्वसनंनिहंति ॥
गुरोःसकाशादिदमापितत्त्वंवैद्येनमोरेश्वरसंज्ञकेन ॥८ ॥

આકડાનાં રવાઈડાં અને મરી એઓને એકઠાં વાટીને કરવામાં આવેળી ગોળી ઉધરસ સહિત શ્વાસનો નાશ કરે છે. આ તત્વ મોરેશ્વર વૈદ્યને શાસ્ત્રમાંથી નહી પણ ગુરૂની પાસેથી મળ્યું છે.

शरपुंखाजटाधूपदानात्कासःपलायते ॥
कांतावक्षोजसंस्पर्शाद्यमिनांनियमोयथा ॥ ९ ॥

જેમ સ્ત્રીના સ્તનનો સ્પર્શ થવાથી સન્યાસીઓનો નિયમ ભાગી જાય છે તેમ શરપંખાના મુળીઆનો ધુંવાડો પીવાથી ઉધરસ ભાગી જાય છે.

पंचांगकृष्णधत्तूरधूपात्कासःपलायते ॥
यवासाधूमपानेनक्वासोनश्यतितत्क्षणात् ॥ १० ॥

કાળા ધંતુરાનાં મૂળ, પાંનડાં, ફૂલ, ફળ તથા છાલ લઈ તેઓનો ધુમાડો પીવામાં આવે તો તેથી ઉધરસ મટી જાય છે. ધમાસાનો ધુમાડો પીવામાં આવે તો તેથી ઉધરસનો નાશ થાય છે.

अंत्रेणहीनंमरिचैःसगर्भंरंभाफफलंतन्निशिसन्निधाय ॥
प्रातःसुभृष्टंमृदुपावकेऽद्यात्श्वासान्‌छिनत्तीवतरून्कुठारः ११

કેળાની અંદરની નસ કાહાડી નાખી ગર્ભમાં મરી ભરી આખી રાત રાખી મેલી સવારમાં તે મરી સહિત કેળાને કુંણી કુંણી આંચમાં સારી પેઠે શેકીને ખાવામાં આવે તો, જેમ કુવાડો ઝાડને કાપી નાખે છે તેમ તે કેળું શ્વાસના રોગને કાપી નાખે છે.

लाक्षिकामधुकपद्मकोषणापक्कवार्हतफलाज्यमाक्षिकैः ॥
लेहिकाक्षयजकासमाहरेत्कामिनीवदयितस्मरज्वरम् ॥ १२ ॥

પીપળાની લાખ, જેઠીમધ, પદ્મક, પીપળ અને ભોંરીંગણીના પાકેલા ડોડવા એઓનું ચૂર્ણ કરી ઘી અને મધની સાથે ચાટવામાં આવે તો જેમ સ્ત્રી પતિના કામદેવરૂપી જ્વરને મટાડે છે તેમ તે અવલેહ ક્ષયથી ઉત્પન્ન થએલી ઉધરસને મટાડે છે.

क्षुद्रासत्त्वंवाकषायंघनंवाभार्ङीशृंगीकट्फलंकारवीच ॥
व्योषंकुष्टंसैंधवंमुस्तयोस्तज्जीरेक्षारौदीप्याचित्राजमोदाः॥१३॥
सर्वंतुल्यंचाष्टभागाभयास्याद्देयःसर्वैर्वेदभागोगुडोऽत्र ॥
पक्त्वावन्हौक्षौद्रयुक्तोवलीढःकासश्वासौदुर्धरौसर्वजातौ॥१४॥
अग्नेर्मांद्यंकामलांपांडुरोगंगुल्मांहिक्कांराजयक्ष्मज्वरौच ॥
अर्शःप्लीहानाहवातोर्ध्ववातान्हंतिक्षुद्रालेहएषःक्षणेन ॥ १५ ॥

ભોંરીંગણીનું સત્વ અથવા ભોંરીંગણીનો કાઢો અથવા તે કાઢાનો ધાટો ભાગ કરી તેમાં ભારંગીનાં મૂળ, કાકડાશીંગી, કાયફલ, બહુફળી, સુંઠ, મરી, પીપળ, કઠ, સીંધાલુણ, નાગર-

મોથ, અફીણના ડોડવા, જીરૂ, સાજીખાર, જવખાર, અજમા, ચિત્રો અને અજમોદ, એટલાં ઓષધો સરખે ભાગે નાખવાં અને આઠ ભાગ હરડે નાખવી. એઓનું ચૂર્ણ કરી સર્વથી ચોગણા ગોળનો પાક કરી તેમાં તે ચુર્ણ મિલાવી દઇને તેને મધની સાથે ચાટવામાં આવે તો તેથી તુરતજ સર્વ પ્રકારની મહાભયંકર ઉધરસ, સર્વ પ્રકારના ભયંકર શ્વાસ, અગ્નિનું મંદપણું, કમળો, પાંડુરોગ, ગોટો, હેડકી, ભારે ક્ષયરોગ, તાવ, અરશ, અરલનું દરદ, આફરો, વાયુ, અને ઉંચો ચાલતો વાયુ (ઓડકાર આદિનાં દરદ) એઓનો નાશ થાય છે.

सूतगंधचपलाहरीतकीभूतवासवृषाविभयष्टिकाः ॥
भागतोथपरिवृद्धिमागतावब्बुलक्कथिततोयमार्दिताः ॥१६॥

એક ભાગ પારો, બે ભાગ ગંધક, ત્રણ ભાગ પીપળ, ચાર ભાગ હરડે, પાંચ ભાગ બેહેડાં, છ ભાગ અરડૂસાનાં પાન અને સાત ભાગ ભારંગીનાં મૂલ એઓનું ઝીણું ચૂર્ણ કરી પારા અને ગંધકની કજલી થયા પછી એકઠાં કરી બાવળની છાલના ઊકાળેલા પાણીમાં વાટી તેની એક એક રતિ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓ યોગ્ય અનુપાનથી ખાવામાં આવે તો તેથી ઉધરસ અને શ્વાસ મટે છે.

ताम्रंकृशानौसलिलेविधायनिर्वापयेद्धोणिरसेत्रिवारम् ॥
उपर्यधस्तस्यपटुप्रदत्वापुटंप्रदत्वाचभवेत्सुभस्म ॥ १७ ॥
कासातुरायश्वसनातुरायहितंतदेतन्मगधामधुभ्याम् ॥
यथातृषार्त्तायसुगंधशीतंचकोरनेत्राकरदत्तमंभः ॥ १८ ॥

સારૂં શુદ્ધ ત્રાંબુ લઇ અગ્નિમાં તપાવીને તેને પાણીમાં

ઠારી નાખવું. પછી તપાવી તપાવીને ત્રણ વાર લૂણીનાં ર-
સમાં ભીજવવું. પછી ઉપર તથા નીચે પંચલવણનું ચૂર્ણ દઇ
ગજપુટથી બાળવામાં આવે એટલે ત્રાંબાની સુંદર ભસ્મ થાય
છે. જેમ તરશથી પીડાએલા પુરૂષને ચપલ નેત્રવાળી સ્ત્રીના
હાથથી અપાએલું સુગંધી અને શીતલ જળ હિતકારી થાય
છે તેમ એ ભસ્મ પીપળ અને મધની સાથે ખાવામાં આવે
તો ઉધરસવાળાને તથા શ્વાસથી આતુર થએલાને હિતકારી
થાય છે.

## હેડકીનો ઉપાય (विषय ११ मो.)

हरेणुकापिप्पलिकाकषायोहिंग्वान्वितोपोहतिपंचहिक्काः ॥
नस्यंतथालक्तकसंभवंचस्तन्येनत्रापोहतिमाक्षिकाविट् ॥१९॥

નગડનાં બીજ અને પીપળનો કવાથ કરી હીંગની
સાથે પીવામાં આવે તો તેથી પાંચે પ્રકારની હેડકીઓ મટે
છે. નાકમાં અળતાનું ટીપું નાખવામાં આવે અથવા માંખી-
ની વિષ્ટાને સ્ત્રીના ધાવણમાં મેળવી તેનું ટીપું નાખવામાં
આવે તો પણ હેડકી મટે છે.

## અવાજ બેસી જવાના તથા અરૂચિના ઉપાયો.

## (विषय १२ मो.)

दुग्धप्रयुक्तामलकिंनराणांनष्टस्वराणांसुखमातनोति ॥
यथामृगाक्षीसुरतंनराणांकंदर्पदर्पप्रतिपीडितानाम् ॥ २० ॥

---

૧ એક ગજ આડો અને એક ગજ ઉભો ખાડો કરી તેમાં
છાણાં ભરી સળગાવવામાં આવે તે ગજપુટ કેહેવાય છે.

આમળાંના ચૂર્ણનો દુધની સાથે ઉપયોગ કરવામાં આવે તો જેમ કામદેવના બળથી પીડાએલા પુરૂષોને સ્ત્રીના સંભોગથી સુખ થાય છે તેમ જેઓનો અવાજ બેસી ગયો હોય તેઓને સુખ થાય છે.

**सौवर्चलंगोस्तनिकामरीचमजाजिकाकारविकाम्लवृक्षैः ॥**
**क्षौद्रंगुडंदाडिममित्युपायैःकरोतिविध्वंसमरोचकानाम् ॥२१॥**

સંચળ, કાળી ધ્રાખ, મરી, જીરૂં, સુવા, આંબળીનાં પાનડાં, મધ, ગોળ અને દાડિમ એ ઉપાયોથી અરૂચીનો નાશ થાય છે.

## વમનના ઉપાય. (विषय १२ मो)

**पथ्यामलक्षौद्रसिताश्वलाजाःपलोन्मिताःस्युःकुडवंजलस्य ॥**
**तद्वाससागालितमाशुपीतंछर्दिंत्रिदोषैर्जनितांनिहंति ॥ २२ ॥**

ચાર તોલાં હરડે, ચાર તોલાં આમળાં, ચાર તોલાં મધ અને ચાર તોલાં ભુંજેલી સાળ એ ઔષધોનું ચૂર્ણ કરી સોલ તોલાં ભાર પાણીમાં મેળવી વસ્ત્રથી ગાળી લઇને પીવામાં આવે તો ત્રણે દોષથી થતી ઉલટીનો તુરત નાશ થાય છે.

**त्रिजातकव्योषलवंगजीरनागाह्वयग्रंथिकचूर्णमेतत् ॥**
**मधुप्रयुक्तंसहसानिहंतिद्विष्टार्थजांछर्दिमपिप्रसक्ताम् ॥ २३ ॥**

તજ, તમાલપત્ર, એળચી, સુંઠ, મરી, પીપળ, લવીંગ, જીરૂં, નાગકેશર અને પીપલીમૂળ એઓનું ચૂર્ણ કરી મધની સાથે પીવામાં આવે તો ખરાબ પદાર્થ જોવાથી કે તેનો ગંધ લેવાથી થતી ઉલટી તુરત મટે છે.

## તરસના ઉપાય. ( विषय १४ मो. )

अर्धाढकंरुचिरपर्युषितस्यदध्नः
खंडस्यषोडशपलानिशशिप्रभस्य ॥
सर्पिःपलंमधुपलंमरिचंद्विकर्षं
शुंठ्यापलार्द्धमपिचार्द्धपलंतुटेश्च ॥ २४ ॥
श्लक्ष्णेपटेललनयामृदुपाणिघृष्टे
कर्पूरधूलिसुरभीकृतचारुभांडे ॥
एषावृकोदरकृतासुरसारसाला
सुस्वादिताभगवतामधुसूदनेन ॥ २५ ॥

આગલે દિવસે સારી રીતે જમાવેલું ચાકાં જેવું દહી એકસો અઠયાવીશ રૂપીઆ ભાર લેવું. ચંદ્રજેવી ઉજળી ખાંડ ચોસઠ ભાર લેવી. ચાર રૂપીઆ ભાર ઘી, ચાર રૂપીઆ ભાર મધ, બે રૂપીઆભાર મરી, બે રૂપીઆભાર સુંઠ અને બે રૂપીઆભાર એલચીદાણા લેવા. એ સઘળા પદાર્થોને યોગ્ય રીતે ભેળા કરી ઝીણા કપડામાં નાખી, કપુરના ચૂર્ણથી સુગંધી કરેલા વાસણની અંદર સ્ત્રીએ કુણા કુણા હાથથી ગાળી લેવા એટલે તે શીખંડ થાય છે. આ શિખંડનું સેવન કરવાથી તરસની પીડા શાંત થાય છે. આવી રીતનું ઉત્તમ સ્વાદવાળું શિખંડ ભીમસેને કર્યું હતું અને શ્રીકૃષ્ણ ભગવાન પ્રેમથી આરોગ્યા હતા.

## મુર્છા તથા માથાની ચકરીના ઉપાય. (विषय १५ मो.)

द्राक्षामृतानागरपुष्कराणांसग्रंथिकानांक्कथितंस
कृष्णम् ॥ मदेषुमूर्च्छासहितंघृताढ्यंदुरालभायाःक्क
थितंभ्रमेच ॥ २६ ॥

કાળી દ્રાખ, ગળો, સુંઠ, એરડાનાં મૂળ અને પીપળી-મૂળ એઓનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી મૂર્છા અને મદ મટે છે. ધમાસાનો ક્વાથ કરી તેમાં ઘી નાખીને પીવામાં આવે તો તેથી માથાની ચકરી મટે છે.

## બળતરાના ઉપાય. (विषय १६ मो.)

**सहस्रधौताज्यविलेपनेनदाहःशमंगच्छतिशीघ्रमेव ॥**
**तथाहिमोधान्यसमुद्भवांतर्दाहंसतृष्णंससितंनिहंति ॥२७॥**

ગાયના ઘીને હજારવાર પાણીમાં ધોઇ અંગ ઉપર ચોપડવામાં આવે તો તુરતજ દાહની શાંતી થાય છે. રાતે ધાણાને પાણીમાં ભીજવી રાખી સવારે ગાળી લઈ સાકરની સાથે પીવામાં આવે તો તેથી તરસ સહિત અંદરનો દાહ મટે છે.

## વાઇનો ઉપાય (विषय १७ मो.)

**भजेन्माक्षिकेणप्रयुक्तंवचाया**
**रजःक्षीरभक्ताशनोमानवोयः ॥**
**अपस्माररोगश्चिरोत्थोपिघोरः**
**शमंयातितस्याशुनात्रास्तिशंका ॥ २८ ॥**

જે માણસ વજના ચૂર્ણનું ઘીની સાથે સેવન કરે અને કેવળ દુધભાતનુંજ પથ્ય કરે તેનો વાઇનો રોગ લાંબા દિવસથી થએલો અને મહા ભયંકર છતાં પણ તુરત શાંત થાય છે. એમાં કાંઈપણ શક નથી.

## વાયુના દરદના ઉપાય. (विषय १८ मो.)

एषाकर्षमितावटीसुघीटताजीर्णेगुडेयुक्तितो
द्विघ्नंदीप्यतुषंपलद्वयमिताशुंठीतथातेजनी ॥
भक्ष्यैकानिलरोगिणाघृतयुतापथ्याशिनातत्वतो
वातव्रातविनाशनेसुमतिभिःख्याताभुजंगीपरा ॥२९॥

બે તોલાં અજમાનાં ફોતરાં, આઠ તોલાં સુંઠ, અને આઠ તોલાં માલકાંકણી એઓનું ચૂર્ણ કરી તેની જુના ગોળમાં એક એક તોલાની સુંદર ગોળી વાળવી. જેને વાયુ સંબંધી રોગ થયો હોય તે માણસ સાધારણ પથ્ય રાખીને નિત્ય તે એક એક ગોળી ઘીની સાથે ખાય તો તેનાં વાયુ સંબંધી અનેક દરદો અવશ્ય મટે છે. વિદ્વાનો કહે છે કે જેમ મોટી નાગણી વાયુનું ભક્ષણ કરે છે તેમ એ ગોળી વાયુ સંબંધી દરદોનું ભક્ષણ કરે છે.

तेजोव्हाप्रस्थमेकंपयसिगजगुणेपाकयुक्त्वाविपाच्यं
व्योषंपथ्यांशताव्हांक्रिमिरिपुमनलंग्रंथिकंचाजमोदं ॥
उग्राकुंष्ठाश्वगंधौसुरतरुममृतंपालिकानिप्रदद्यात्
सर्वान्वातान्वटीयंघृतमधुसहितानास्तिभावान्करोति ॥ ३० ॥

એક શેર[1] માલકાંકણી લઇ તેનો આઠ શેર પાણીમાં ક્વાથ કરી અષ્ટમાંશ અવશેષ રહે ત્યારે તેમાં સુંઠ, મરી, પીપળ, હરડે, સુવા, વાવડીંગ, ચિત્રો, પીપળીમૂળ, અજમોદ, વજ, કઠ, આસોંદ, દેવદાર અને વછનાગ એ સઘળાં ઔષધો ચાર ચાર તોલાં નાખીને ગોળીઓ કરવી. એ એક એક ગોળી

1 ચોસઠ રૂપીઆ ભારનો શેર સમજવો.

ઘી અને મધની સાથે ખાવામાં આવે તો તેથી સઘળા પ્રકારના વાયુઓ મટે છે.

निर्गुंडीकाररसात्प्रस्थंप्रस्थमार्कवजाद्रसात् ॥
रसाद्धत्तूरजात्प्रस्थंगोमूत्रंप्रस्थसंमितम् ॥ ३१ ॥
वचाकुष्ठंहेमबीजंतेजोव्हाकट्फलंतथा ॥
पलार्द्धांशानिसर्वैस्तुवत्सनागःसमोमतः ॥ ३२ ॥
तैलप्रस्थंपचेद्युक्त्यावातरोगेषुशस्यते ॥
हेमंतेहरिणाक्षीणांगाढमालिंगनंयथा ॥ ३३ ॥

એક શેર નગડનો રસ, એક શેર ભાંગરાનો રસ, એક શેર ધંતુરાનો રસ, એક શેર ગોમૂત્ર, બે તોલાં વજ, બે તોલાં કઠ, બે તોલાં ધંતુરાનાં બીજ, બે તોલાં માલકાંકણી, બે તોલાં કાયફળ અને એ સઘળાં ઔષધો મળીને જેટલું વજન થાય તેટલો વછનાગ લઇ એ સર્વને એક શેર તેલમાં યુક્તિથી પકાવવાં. એ તેલ અંગોપર ચોપડવાથી સઘળાપ્રકારના વાયુ સંબંધી રોગો મટે છે. જેમ શીયાળામાં સ્ત્રીઓનું ગાઢ આલિંગન હિતકારી છે તેમ આ તેલ વાયુનાં દરદો ઉપર હિતકારી છે. (આ પ્રકરણમાં શેર ચોસઠ રૂપીઆ ભારજ સમજવો.)

## વાતરક્ત એટલે જેને હમણાં લોકો રક્તપિત્ત કેહે છે તેના ઉપાયો. (विषय १९ मो.)

एरंडतैलेनगुडूचिकायाः क्काथोथवावर्द्धितपिप्पलीवा ॥
गुडेनपथ्याखिलवातरक्तंविनाशयेत्पथ्ययुतस्यपुंसः ॥ ३४ ॥

એરંડીયા તેલમાં ગળોનો ક્વાથ કરી પીવામાં આવે અથવા રોજે રોજ વધતી પીપળ ખાવામાં આવે અથવા હ-

રડેનું ચૂર્ણ ગોળમાં કાલવીને ખાવામાં આવે તો પથ્ય કરનારા માણસનો સધળો ઉપર કહેલો રોગ મટી જાય છે.

तालंरसंतुवरिकांनयनेंदुबाण
भागैर्विशुद्धवसुजातरसेविमर्घ ॥
दत्वाशरावयुगुलेप्रविधायमुद्रां
दद्याद्गजाव्हपुटमस्यभवेत्सुभस्म ॥ २५ ॥
दृष्ट्वाकृतिंप्रकृतिमप्यखिलामवस्थां
दृष्टापुनश्चबहुधाबहुधाविचार्य ॥
दद्याच्चतंदुलमितांहरितालमात्रां
विद्यामयायतिवरादियमापियत्नात् ॥ २६ ॥

બે ભાગ હરતાલ, એક ભાગ પારો અને પાંચ ભાગ ફટકડી એઓને એકઠાં કરી ધોળી સાટોડીના રસમાં ખરલ કરી સુકાઇ ગયા પછી તેને એક માટીના પાત્રમાં નાખી તેના પર બીજું માટીનું પાત્ર ઢાંકી તેઓના સાંધાને છાણા માટીથી લીપી લઇ ગજપુટ દેવો એટલે હરતાળની સુંદર ભસ્મ થાય છે. રોગીની આકૃતી, પ્રકૃતિ, તથા સધળી સ્થિતિ જોઇ વારંવાર ધણી રીતે વિચાર કરીને એ હરતાલની ભસ્મમાંથી ચોખા જેટલી માત્રા તે રોગીને દેવી આમ કરવાથી વાતરક્તનો રોગ મટે છે આ વિદ્યા મેં પ્રયત્ન કરીને એક મોટા સંન્યાસીની પાસેથી મેળવીછે.

## સાથળ ઝલાઈ ગયા હોય તેનો ઉપાય. (विषय २० मो.)

भल्लातकुल्यामगधाजटानांकृतःकषायोमधुसंप्रयुक्तः ।
ऊरुग्रहंघोरमपिप्रवृद्धंनिहंतिगोमूत्रयुताकणावा ॥ २७ ॥

ભીલામાં, પીપળ અને પીપળીમૂળ એઓનો ક્વાથ કરી મધની સાથે પીવામાં આવે તો સાથળ ઝલાવાનો રોગ બહુ વધીને ભયંકર થએલો છતાં પણ મટી જાય છે. ગોમૂત્રની સાથે પીપળનું ચૂર્ણ ખાવામાં આવે તો પણ સાથળ ઝલાવાનો રોગ મટે છે.

## આમવાતના ઉપાય (विषय २१ मो.)

रास्नारग्वधदेवदारुऋतुभूच्छिनोद्भवागोक्षुरै-
रेरंडेनयुतैःकषायकवरोविश्वारजोमिश्रितः ॥
नानासंधिरुजान्वितंविजयतेघोरामवातामयं
स्वर्णांगीकुचपद्मकुड्मलरुचिर्दीपोंधकारंयथा ॥ ३८ ॥

રાસ્ના, ગરમાળાનો ગોળ, દેવદાર, સાટોડી, ગળો, ગોખરૂ અને એરડાનાં મૂળ એઓનો ક્વાથ કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાખી પીવામાં આવે તો તેથી, જેમ સ્ત્રીના સ્તન કમળની પેઠે શોભતા દીવાથી અંધારૂં મટે છે તેમ અંગોમાં સાંધાઓની પીડાવાળો ભયંકર આમવાત મટે છે.

शरावनिहितंसूतंद्विगुणंवंगंमुहुर्मुहुः ॥
दत्वाग्निंसूर्ययामांतंनिंबकाष्ठेनघट्टयेत् ॥ ३९ ॥
एवंभवेत्पीतवर्णोरसराजस्यभूतिका ॥
यथानुपानंरोगेषुप्रदद्यात्भिषगुत्तमः ॥ ४० ॥

---

અન્નનો રસ નહી પાકતાં કાચોને કાચો શરીરમાં વ્યાપ્ત થવાથી સઘળા ગાત્રમાં પીડા થાય અને ગાત્ર સજડ થઇ જાય તે આમવાત કેહેવાય છે. એ રોગમાં જ્વર, અરૂચિ, આલસ્ય અને જડપણું આદિ થાય છે.

**अर्जितंविविधोपायैर्जंगमाद्भिषजान्मया ॥**
**इदंतत्वंमलब्धंतुपालनीयंचिकित्सकैः ॥ ४१ ॥**

એક ભાગ પારાને અને બે ભાગ કથીળને પાતળા કુડીઆમાં નાખી લીંબડાની સોટીથી વારંવાર ઘુંટવાં અને બાર પોહોર સુધી અગ્નિ દેવો. આ પ્રમાણે કરવાથી પારાની પીળા વર્ણવાળી ભસ્મ થાય છે. ઉત્તમ વૈદ્યે આ ભસ્મ, રોગો ઉપર યોગ્ય અનુપાનની સાથે દેવી. આ ઔષધ મેં અનેક ઉપાયો કરી એક જંગમ વૈદ્ય પાસેથી મેળવ્યું છે માટે વૈદ્યોએ તેને પોતાના સંગ્રહમાં રાખવું.

## શૂળના ઉપાય. (विषय २२ मो.)

**तुरंगीपुरीषोदकंहिंगुयुक्तंमहाशूलहारिप्रदिष्टंभिषग्भिः ॥**
**यथाहिंगुविश्वाविडैर्वापितोसौकुलित्थोद्भवोवाकषायःप्रदिष्टः॥**

ઘોડીના લીંડાનો રસ કાહાડી હીંગની સાથે પીવામાં આવે તો તેથી શૂળ નામનો ભારે રોગ મટે છે એમ વૈદ્યો કેહે છે. તેમજ કળથીનો ક્વાથ કરી તેમાં હીંગ, સુંઠ અને બીડ-લૂણ નાખીને પીવામાં આવે તો તેથી શૂળ મટે છે.

**विश्वावचाहिंगुमरीचजीरामृतानलैर्मार्कवतोयपिष्टैः॥**
**कृतावटीयंचणकप्रमाणाशूलाग्निमांद्यानिलरोगहंत्री ॥ ४२ ॥**

સુંઠ, વજ, હીંગ, જીરૂં, મરી, વછનાગ, અને ચિત્રો એટલાં ઔષધોને પ્રથમ લુગડાથી ચાળી ભાંગરાના રસમાં ખરલ કરીને તેની ચણ્યા જેવડી ગોળીઓ બનાવવી. આ ગોળી યોગ્ય અનુપાન સહિત નિત્ય એક એક ખાવામાં

આવે તો તેથી શૂળ, અગ્નિનું મંદપણું અને વાયુ સંબંધી રોગો મટે છે.

चिंचावल्कलभूतिकामलमितातत्तुल्यभागःपटु
व्युहोनिंबुरसेनकल्कितमिदंशंखोपिभूत्वासमः ॥
यावद्धस्तविचूर्णितोभवतितंसंताप्यनिर्वापयेत्
पश्चाद्धिंगुमरीचनागरकणाःकर्षप्रमाणाःक्षिपेत् ॥४४॥
निष्कांशौविषगंधकौरसयुतौदत्वाविमर्द्यौतन्
कोलास्थिप्रमिताग्निमांद्यजनितानूरोगानिहंतिक्षणात् ॥
शूलंसंग्रहणीमजीर्णमरुचिंसंपाक्तिशूलंक्षयं
त्वेषाशंखवटीनिजोपकृतिभिर्विश्वंसदारक्षति ॥ ४५ ॥

આંબલીની છાલની રાખ ચાર તોલાં અને પંચલવણ ચાર તોલાં ભેળવી ખરલની અંદર લીંબુના રસમાં ભીજવી રાખવાં. પછી ચાર તોલાં શંખના કટકા લઇ હાથથી ઝીણો ભુકો થાય ત્યાં સુધી અગ્નિમાં તપાવી લીંબુના રસમાં તેઓને નાખી દેવા. તે પછી સર્વનું મર્દન કરી તેમાં હીંગ, મરી, સુંઠ અને પીપળ એક એક તોલું નાખવાં. તે પછી ત્રણ માસા વછનાગ, ત્રણ માસા ગંધક અને ત્રણ માસા પારો નાખીને ખરલમાં મર્દન કરવું. આ પ્રમાણે કરી બોરના ઠળીઆ જેવડી ગોળીઓ વાળવી. આ ગોળીઓનું સેવન કરવામાં આવે તો અગ્નિના મંદપણાથી થએલા રોગોનો તુરત નાશ થયા છે. શૂળ, સંગ્રહણી, અરૂચિ, આહારનું પાચન ન થવાથી નીકળતાં શૂળ અને ક્ષય એ રોગો પણ મટે છે. આ શંખવટી નામની ગોળી પોતાના ગુણોથી સર્વદા જગતનું રક્ષણ કરેછે.

## ઊદા[1]વર્ત્તનો ઉપાય (विषय २३ मो.)

क्षारत्रयंलवणपंचकमग्निदीप्य
व्योषाभयाकृमिरिपुत्रिवृदुग्रगंधा ॥
चूर्णःस्नुहीजपयसाबहुधाविभाव्यो
दावर्तगुल्मजठरप्रभृतीन्निहंति ॥ ४६ ॥

સાજીખાર, જવખાર, પાપડીઓ ખારો, પંચ લવણ, ચિત્રક, અજમા, સુંઠ, મરી, પીપળ, હરડે, વાવડીંગ, નસોતર, અને વજ એઓનું ચૂર્ણ કરી તેને થોરના છીરની ચાર પાંચ ભાવનાઓ દેવી. એ ચૂર્ણનો યોગ્ય અનુપાનથી ઉપયોગ કરવામાં આવે તો તેથી ઊદાવર્ત્ત, ગોટા, અને ઊદરના રોગ ઈત્યાદિ દરદોનો નાશ થાય છે.

## ગોટા તથા બરલ આદિના ઉપાયો. (विषय २४ मो.)

यवक्षारोयवानीचसैंधवंचाम्लवेतसम् ॥
हरीतकीवचाहिंगुचूर्णमुष्णेनवारिणा ॥ ४७ ॥
सप्ताहाद्गुल्मनिचयंसशूलंसपरिग्रहं ॥
भिनत्तिनात्रसंदेहोवन्हेर्वृद्धिंकरोतिच ॥ ४८ ॥

જવખાર, અજમા, સીંધાલૂણ, અમ્લવેતસ નામનું લીંબુ, હરડે, વજ અને હીંગ એઓનું ચૂર્ણ કરી ઉના પાણીથી લેવામાં આવે તો સાત દિવસની અંદર વાયુના ગોટા,

---

૧ ક્ષુધા, તૃષા, નિદ્રા, મળ અને મૂત્ર ઈત્યાદિકના વેગને રોકવાથી વાયુ ઊંચો ચડીને જે અનેક પ્રકારની પીડા કરે છે તે ઊદાવર્ત્ત કહેવાય છે.

શૂળ અને તેથી સઘળા પેટનું વ્યાપ્ત થવું એ દરદોનો નાશ થાય છે અને અગ્નિની વૃદ્ધિ થાય છે એમાં કાંઇ સંદેહ નથી.

कंपिल्लत्रिवृतोःसमंस्नुहिपयःसर्वैःसमानोरसो
धात्र्याःसर्वसमानकंघृतमदस्तुल्यंपयःसैंधवम् ॥
स्वल्पांशंविपचेदिदंविजयतेकर्षप्रमाणंघृतं
गुल्मानशूलपरिग्रहादिसहितानप्लीहोदरंकच्छपम्॥४९॥

એક ભાગ કપીલો, એક ભાગ નસોતર, બે ભાગ થોરનું છીર, ચાર ભાગ આંમળાંનો રસ, આઠ ભાગ ઘી, આઠ ભાગ મધ અને આઠ ભાગ દુધ એઓમાં છ માસા સીંધાલૂણ નાખીને તેઓને પકાવવાં પછી એ ઘી નિત્ય એક તોલા ભાર ખાવામાં આવે તો તેથી ગોટા, શૂળની પીડા, બરલનું દરદ અને પેટ કાચબાની પીઠ જેવું થઇ ગયું હોય તે દરદ ઇત્યાદિનો નાશ થાય છે.

अर्कस्नुक्सातलाचिंचापलाशकदलीतिलाः ॥
अपामार्गोमुष्ककश्चकपर्दश्शंखएवच ॥ ५० ॥
एतेषांभूतिजःक्षारःपारदःषटुपंचकम् ॥
पंचक्षाराःसमंसर्वंत्रिभागोगंधकःस्मृतः ॥ ५१ ॥
भूरसाचैवसोराचकासीसश्चवसादरः ॥
एतच्चतुष्टयंसर्वैरोषधैस्तुल्यभागिकम् ॥ ५२ ॥
सर्वेषांकज्जलिंकृत्वानिंबुनीरेणमर्दयेत् ॥
मदद्याश्चलिकायंत्रेवन्हियामचतुष्टयम् ॥ ५३ ॥
दत्वाद्रवंतुगृण्हीयात्स्तुतिकाद्रवकारकम् ॥
एकवल्लंद्विवल्लंवादद्याज्जलिकयारसम् ॥ ५४ ॥

गुल्मार्शःप्लीहमुख्यानांरोगाणामंतकःपरम् ॥
शंखद्रवरसोह्योषःकृतकर्मानसंशयः ॥ ९९ ॥

આકડો, થોર, ભુંગળીઆ કંટાગે, કેળનાં છોતરાં, આંબલી, ખાખરો, તલના લાકડાં, અઘેડો, જધરીયો ખાખરો, કોડી અને શંખ એઓની ભસ્મનો ક્ષાર કાહાડવો. પછી એ ક્ષાર, પારો, પંચલવણ, સાજીખાર, જવખાર, ખાંગડખાર, પાપડીઓ ખારો તથા મીઠું એ સઘળા પદાર્થો એક એક તોલું લેવા. એઓમાં ત્રણ તોલાં ગંધક, છ તોલાં ફટકડી, છ તોલાં સુરોખાર, છ તોલાં હીરાકસી અને છ તોલાં નવસાર નાખી સઘળાંને ઝીણાં વાટી નાખી, તેઓને લીંબુના રસમાં ખૂબ ખરલ કરવાં. પછી એઓને નલિકાયંત્રમાં (રિટોર્ડમાં) નાખી ચાર પોહોર સુધી અગ્નિ દેવો. જેમાં નાખતાં કોડી પીગળી જાય એવો તેઓનો અરક નીકળે ત્યારે તે લઇને એક સીસામાં રાખવો અને તે જેને દેવો હોય તેને કાચની નળીથી દેવો. એક વાલ અથવા બે વાલ આ અરક પાણીની સાથે અથવા સુંઠનું ચૂર્ણ મિશ્રિત કરીને નિત્ય પીવામાં આવે તો તેથી ગોટા, અરશ, અને બરલ આદિરોગોનો અત્યંત નાશ થાય છે. આ શંખદ્રવ નામનો રસ પોતાનું કામ અવશ્ય કરે છે એમાં સંશય નથી.

पिप्पलीसहितबीजपूरकंद्राक्‌निहंतिनवनीतसंयुतम् ॥
शूलहृत्‌क्षतयुतंहृदामयंविघ्नसंगमिवसाधुमंडलम् ॥ ९६ ॥

પીપળ તથા બીજોરાના ગર્ભને ભેળાં કરી માંખણની સાથે નિત્ય સેવવામાં આવે તો તેથી જેમ સજ્જનના સંગ-

થી વિષ્નના સંગનું નિવારણ થાય છે જેમ શૂળ, હૃદયના રોગ અને છાતીનો ક્ષત એ રોગોનું તુરત નિવારણ થાય છે.

इतिश्रीमदहंमदनगरस्थितमाणिकभट्टवैद्यात्मजमोरेश्वर विरचितेवैद्यामृतेद्वितीयालंकारः ॥ २ ॥

इतिश्री અહ્મદનગરના રેહેવાશી માણિકભટ્ટ વૈદ્યના પુત્ર મોરેશ્વરે રચેલા વૈદ્યામૃતનો બીજો અલંકાર સંપૂર્ણ.



## મુત્રકૃચ્છ્રના ઉપાય. (विषय २५ मो.)

पाषाणभेदकृतमालकधन्वयास
पथ्यात्रिकंटककषायनिषेवणेन॥
मध्वन्वितेनसहसाविरहंप्रयाति
रुक्दाहबंधसहितंकिलमूत्रकृच्छ्रम् ॥ १ ॥

પાષાણભેદ, ગરમાળાનો ગોળ, ધમાસો, હરડે અને ગોખરૂ એઓનો કાઢો કરી મધની સાથે નિત્ય પીવામાં આવે તો તેથી પીડા, બલતરા અને બંધ સહિત મૂત્રકૃચ્છ્ર તુરત મટી જાય છે.

दुग्धमाक्षिकयुतासखेयदासेवितातुतिलकोलभूतिका ॥
मूत्रघातजनितव्यथातदादाहवत्सपिनृणांनतिष्ठति ॥ २॥

હે મિત્ર! તલના લાકડાની રાખનું નિત્ય દુધ તથા મધની સાથે સેવન કરવામાં આવે તો તેથી લોકોને મૂત્ર રોકાઇ જવાની પીડા અને તેથી થતી બળતરા પણ રેહેતી નથી.

## પાણવીના ઉપાયં (विषय २६ मो)

आकल्लगोक्षुरजटातुलसीशिलाभि
रेरंडमूलमगधामधुकैःप्रयुक्तः ॥
तक्राव्हमूलसुरसासुरपुष्पशुंठी
काथोनिहंतिबहुलाप्रतिवापितोयम् ॥ ३ ॥
सप्ताहमेवपिबतांनियमेनपुंसांघो
राश्मरीमतिरुजंसहशार्करांच ॥

**आवीपयोमधुविमिश्रसमाशुतद्वत्**
**चूर्णंत्रिवृत्कुटजबीजभवंवदंति ॥ ४ ॥**

અકલકરો, ગોખરૂનાં મૂળ, તુલસીનાં પાનડાં, પાષાણભેદ, એરડાનાં મૂળ, પીપળ, જેઠીમધ, કાંસડાનાં મૂળ, નગડ, લવીંગ અને સુંઠ એઓનો ક્વાથ કરી એળચીના દાણાનું ચૂર્ણ નાખીને સાત દિવસ સુધી નિયમસર પીવામાં આવે તો તેથી, ભારે પીડા કરનારી અને જેમાંથી વેકર જેવી કણીઓ પડતી હોય એવી ભયંકર પાણવી મટી જાય છે. તેમજ ગાડરનું દૂધ મધ સહિત પીવામાં આવે અથવા નસોતર અને ઈંદ્રજવનું ચુર્ણ દુધની સાથેક ચોખાના ધોણની સાથે પીવામાં આવે તોપણ પાણવી તુરત મટે છે.

## પ્રમેહ (પરમા) ના ઉપાય. (विषय २७ मो.)

**धात्र्याःकषायंमधुरात्रियुक्तंवटांकुराणांसमधुंकषायम् ॥**
**पाषाणभेदंमधुमिश्रमेतत्त्रयंप्रमेहापहमामनंति ॥ ५ ॥**

આમળાનો કાઢો કરી તેમાં મધ તથા હળદર નાખીને પીવામાં આવે અથવા વડના અંકુરોનો કાઢો કરી તેમાં મધ નાખીને પીવામાં આવે અથવા પાષાણભેદનું ચૂર્ણ મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી પ્રમેહ મટી જાય એમ વૈદ્યશાસ્ત્રીઓ કહે છે.

**त्रिकंटकानांकथितेष्टनिघ्नेपुरंपचेत्पाकविधानयुक्त्या ॥**
**फलत्रिकव्योषपयोधराणांचूर्णंपुरेणप्रमितंप्रदद्यात् ॥ ६ ॥**

**बटीप्रमेहंप्रदरंचमूत्रघातंचकृच्छ्रंचतथाश्मरींच ॥**
**शुक्रस्यदोषंसकलांश्चवातान्निहंतिमेघानिववायुवेगः ॥ ७ ॥**

ગોખરૂનો આઠ ગણા પાણીમાં ક્વાથ કરતાં અષ્ટમાંશ બાકી રહે ત્યારે તેમાં ગુગળ નાખીને તેનો યુક્તિથી પાક કરવો. પછી તેમાં ગુગળના પ્રમાણ જેટલું હરડાં, બેહેડાં, આંમળા, સુંઠ, મરી, પીપળ અને નાગરમોથનું ચૂર્ણ નાખી સુકાયા પછી તેની ગોળીઓ કરવી. જેમ વાયુના વેગથી વાદળાં દૂર થઇ જાય છે તેમ એ ગોળીથી પ્રમેહ, પ્રદર[1], મૂત્રની રોકત, મૂત્રકૃચ્છ્ર, પાણવી, વીર્યના દોષ તથા સઘળા વાયુ દૂર થઇ જાય છે.

**समानभागेशुचिताम्रवंगेतयोःसमानंलवणंप्रसिद्धम् ॥**
**शरावयोः स्थाप्यविधायमुद्रांददेत्पुटंतस्यगजाभिधेयं ॥ ८ ॥**
**ततोभवेद्भस्मविशेषसौम्यंयथानुपानंननुसेवनीयम् ।**
**समस्तमेहांतकमग्निदायिकासापहारिश्वसनापहारि ॥ ९ ॥**
**शुक्रस्यदार्ढ्यप्रविधानदक्षंप्रमत्तनारीसुखदानबीजम् ।**
**इदंहितत्वंजटिलस्यसेवांविधायवैद्येनमयामलब्धम् ॥ १० ॥**

શુદ્ધ કરેલું ત્રાંબું તથા શુદ્ધ કરેલું કથીલ લઇ તેમાં તે જેટલુંજ મીઠું નાખવું. પછી તેઓને માટીના પાત્રમાં નાખી તે પાત્ર ઉપર બીજું માટીનું પાત્ર મુકી પાત્રોનું મોહોડું બંધ કરીને તેને ગજપુટ દેવો. આમ કરવાથી અત્યંત સુંદર ભસ્મ થાય છે. આ ભસ્મનું યોગ્ય અનુપાનથી સેવન કરવામાં આવે તો તેથી સર્વ પ્રકારના પ્રમેહ, ઉધરસ તથા શ્વાસ દૂર

---

[1] યોનિમાંથી પાણી ઝરયા કરતું હોય તે

થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, વીર્યની દૃઢતા થાય છે અને તેનો ઉપયોગ કરનારા પુરૂષથી મદોન્મત્ત સ્ત્રીને પણ સુખ મળે છે. હું કે જે વૈદ્યપણું કરૂં છું તેણે કોઇ જટાધારી બાવાની સેવા કરીને આ તત્વ મેળવ્યું છે.

## પુષ્ટિના ઉપાય (વિષય ૨૮ મો)

शतावरीनागबलात्मगुप्तेक्षुरश्वदंष्ट्रातिलमाषचूर्णम् ।
पयःसिताढ्यंनिशितेनपेयंकांताशतंयस्यगृहेविभाति११

*** શતાવરી બલદાણા, કવચાંનાં બીજ, એખરો, આસોંદ, તલ અને અડદનું ચૂર્ણ કરી રાતે દુધ અને સાકરની સાથે પીવું એટલે * સ્ત્રીઓને ભોગવવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

द्राक्षा .द्रुनकुष्ठकेसरतुगाक्षीरंचजातीफलं
कंकोलंच्पुनर्नवामुशलयाधात्र्याश्वगंधान्वितम् ॥
एतेषांसमभागिकंसमसितंसर्पियुतंखादये-
द्धातुक्षैण्यबलक्षयाश्मरिरुजःपित्तास्रजंभ्रामकम् ॥१२॥

ધ્રાખ, રતાંજલિ, કઠ, કેસર, વંશલોચન, જાયફલ, મરીચકંકોલ, સાટોડી, ધોળી મુસલી, આમળાં અને આસોંદ એઓનું સમ ભાગે ચૂર્ણ કરી સઘળા બરાબર સાકર નાખી ઘીમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ધાતુની ક્ષીણતા, બળની ક્ષીણતા, પાણવી, પિત્ત, લોહીનાં દરદ અને ચકરી બંધ પડી જાય છે.

एलामांसिलवंगनागरकणामुस्ताहिमंधान्यकं
खर्जूरंचतमालपत्रमधुकोशीरद्वयंदाडिमम् ॥

हिक्काकामलपांडुरोगनिचयंमूत्रेचदाहोष्मतां
मेहान्विंशतिनाशयेच्चसततंप्रीतिमदंबृंहणम् ॥ १३ ॥

એળચી, જટામાંસી, લવીંગ, સુંઠ, પીપળ, નાગરમોથ, ચંદન, ધાણા, ખારેક, તમાલપત્ર, જેઠીમધ, કાળો વાળો, ધોળો વાળો અને દાડિમની છાલ એઓનું ચૂર્ણ કરી યોગ્ય અનુપાનથી તેનું સેવન કરવામાં આવે તો તેથી હેડકી, કમળો, પાંડુરોગ, મૂત્રમાં બલતરા અને વીશે પ્રકારના પ્રમેહોનો નાશ થાય છે અને તે ઉપરાંત ધાતુની પુષ્ટિ થવાથી સર્વદા મનને આનંદ પ્રાપ્ત થાય છે.

मंदामंत्रितभास्कराहृतरवेःकार्पासवर्त्तीकृत
स्यैरंडोद्भवतैलदीपितरुचेर्दीपस्ययावत्स्थितिः ॥
तावत्तेमनुजाःसुखेनसुरतंकुर्वंतुहृष्यैर्भृताः
कांताभिर्मदमत्तदंतिगतिभिःकामाधिकप्रौढिभिः ॥ १४ ॥

(આ શ્લોકનો અર્થ વાંચનારાઓને પસંદ નહીં
પડે એવો હોવાથી અહીંયા છાપ્યો નથી.)

## દ્રાવણનો ઉપાય. (विषय २९ मो.)

रसेनसम्यक्मरहट्टिकायाघृष्टेनसूतेनसमाक्षिकेण ॥
विलिप्तलिंगोरमतेययासामदोद्धतापिद्रवतामुपैति ॥ १५ ॥

આ શ્લોકનો અર્થ પણ ઉપર પ્રમાણે
હોવાથી છાપ્યો નથી.

## મેદ સંબંધી રોગનો[1] ઉપાય. (विषय २० मो.)

व्योषाग्निमंथत्रिफलाविडंगैःसमंपुरंयोभजतेमनुष्यः ॥
मेदोमरुत्श्लेष्मजघोररोगास्तस्याशुसर्वेविलयंप्रयांति ॥१६॥

જે માણસ સુંઠ, મરી, પીપળ, અરણી, હરડાં, બેહેડાં, આમળાં અને વાવડીંગ એઓમાં એ સઘળાં બરાબર શુદ્ધ કરેલો ગુગળ નાખી ત્રણ માસા વજનની ગોળીઓ બનાવીને ખાય તેના મેદ સંબંધી, વાયુ સંબંધી અને કફ સંબંધી સઘળા ભયંકર રોગો તુરત નાશ પામી જાય છે.

## પેટના[2] રોગનો ઉપાય. (विषय २१ मो.)

चूर्णसखेलवणरामठयोःसमानं
गोमूत्रमिश्रितमिदंपिबतांनराणाम् ॥
नानाविधानिजठराणिलयंप्रयांति
गंगोदकंप्रणिबतामिवपातकानि ॥ १७ ॥

હે મિત્ર! જે માણસો મીઠું અને હીંગ સમભાગે લઇ તેઓનું ચૂર્ણ કરી ગૌમૂત્રની સાથે પીએ તે માણસોના અનેક પ્રકારના પેટ સંબંધી રોગો, જેમ ગંગાજલ પીવાથી પાપો ટળી જાય તેમ ટળી જાય છે.

## પેટના સોજાનો ઉપાય. (विषय २२ मो.)

पुनर्नवादारुमहौषधांबुगोमूत्रसिद्धंश्वयथुंनिहंति ॥
तथाकणाशुंठिगुडोत्थचूर्णशोफामशूलघ्नमजीर्णहारि ॥ १८ ॥

---

૧ શરીરમાં મેદ વધી જવાથી અશક્તિ આદિ થવું.

૨ પેટની વૃદ્ધિ, અને અગ્નિનું મંદપણું વગેરે એ રોગના લક્ષણ છે.

गवांक्षीरंवरामिश्रंशोफोदराविनाशनम् ॥
गोमूत्रेणसमायुक्तंमहिषीणांपयोथवा ॥ १९ ॥

ધોળીસાટોડી, દેવદાર અને સુંઠ એ ઓષધોને કચરી ગોમૂત્રમાં કાઢો કરીને પીવામાં આવે તો તેથી સોજો મટે છે. પીપળ તથા સુંઠના ચૂર્ણને ગોળમાં કાલવીને ખાવામાં આવે તો તેથી સોજો, આમશૂલ તથા અજીર્ણ મટે છે. હરડાં, બેહેડાં તથા આમળાનું ચૂર્ણ ગાયના દુધમાં મેળવીને પીવામાં આવે તો તેથી પેટનો સોજો મટે છે. ભેંશના દુધમાં ગૌમૂત્ર ભેળવીને નિત્ય પીવામાં આવે તો તેથી પણ એ સોજો મટે છે.

## વધરાલનો ઉપાય. (विषय ३३ मो.)

हरतिरबुकतैलंदुग्धयुक्तंनिपीतं
वृषणजनितपीडांनात्रशंकाविधेया ॥
यवतिलऋतुजन्मैरंडबीजैःसुखोष्णै-
र्हरतिकृतविलेपःकांजिकेनप्रपिष्टैः ॥ २० ॥

એરંડીયું તેલ દુધની સાથે પીવામાં આવે તો તેથી વૃષણની પીડા મટે છે એમાં કાંઈ શક નથી. જવ, તલ, સાટોડી અને એરડી એઓને કાંજીમાં વાટી ઊનાં કરી વૃષણ ઉપર ચોપડવામાં આવે તો તેથી પણ વધરાલ મટે છે.

## ગંડમાલાના[1] ઉપાય. (विषय ३४ मो.)

सविश्वचूर्णस्यतुकांचनारत्वचःकषायस्यनिषेवणेन ॥
पलायतेसाकिलगंडमालायथामृगीव्याधविलोकनेन ॥ २१ ॥

---

૧ ગળા આદિ ભાગો ઉપર થએલા ગાંઠ.

કંચનારની છાલનો કવાથ કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાખી સેવન કરવામાં આવે તો, જેમ વાઘને જોવાથી હરણી ભાગે તેમ તેથી ગંડમાલા ભાગી જાય છે.

मूलंसितायागिरिकर्णिकायामूलंविशालाभवमुग्रगंधा ॥
गोमूत्रपिष्टत्रितयस्यलेपात्सोपद्रवागच्छतिगंडमाला ॥ २२ ॥

ધોળી ગરણીનાં મૂળ, ઇંદ્રવારણાનાં મૂળ અને વજ એ ત્રણ ઔષધોને ગૌમૂત્રમાં વાટી ચોપડવામાં આવે તો તેથી ઉપદ્રવસહિત ગંડમાલા જતી રેહે છે.

### શ્લીપદ (રાફા) નો ઉપાય. (विषय ३५ मो.)

गोमूत्रेणनिशा चूर्णसगुडंयःपिबत्सखे ॥
वर्षोत्थंश्लीपदंतस्यदद्रुकुष्ठंचनश्यति ॥ २३ ॥

હે મિત્ર ! જે માણસ હલદરના ચૂર્ણને અને ગોળને ગૌમૂત્રમાં કાલવીને પીએ તેનાં એક વર્ષનો રાફો, દાદર અને કોઢ મટી જાય છે.

### વિદ્રધિ (અંદરનાં ગુમડાં) નો ઉપાય. (विषय ३६ मो.)

विद्रधौरुधिरमोक्षणांहितंपंचवल्कलघृतैश्चलेपनम् ॥
शिग्रुमूलजरजोंतरुत्थितेविद्रधौमधुयुतंप्रशस्यते ॥ २४ ॥

શરીરના અંદરના ભાગમાં ગુમડું થયું હોય તો પ્રથમ લોહી કાહાડી નાખી તે ઉપર વડ, ઉંબરો, પીપળ, પારશપીપળો અને જાંબુ એઓની છાલ વાટી ઘી માં કાલવીને ચોપડવી એટલે તે મટી જાય છે. સરગવાના મૂળની અંતર છાલનો રસ કાહાડી મધની સાથે ચોપડવામાં આવે તોપણ તે ગુમડું મટે છે.

## વ્રણ તથા ભાંગેલા ભાગના ઉપાય. (विषय २७ मो.)

पुरप्रयुक्तस्त्रिफलाकषायोहितोनराणांव्रणपीडितानाम् ॥
आभावचाव्योषसमःपुरस्तुभग्नस्यसंधानकरःप्रदिष्टः ॥ २५ ॥

હરડાં, બેહેડાં અને આમળાંનો ક્વાથ કરી તેમાં ગુગળ નાખીને પીવામાં આવે તો તેથી વ્રણની પીડા મટે છે. બાવળની છાલ, હરડાં, બેહેડાં, આંમળાં, સુંઠ, મરી, પીપળ અને તે સર્વ બરાબર ગુગળ એઓની ગોળી બનાવી અનુપાનસહિત ખાવામાં આવે તો તેથી ભાંગેલો ભાગ સંધાઈ જાય છે.

## નાડીવ્રણ[1] અને ભગંદરના ઉપાય. (विषय २८ मो.)

फलत्रिकव्योषसमःपुरस्तुघृतेननाडीव्रणरोगहारी ॥
भगंदरेप्राक्रुधिरस्यमोक्षस्ततोव्रणोक्तोविधिरेषयुक्तः ॥२६॥

હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ અને એ સઘળાં બરાબર ગુગળ એઓને એકઠાં કરી ઘી ની સાથે ખાવામાં આવે તો નાડીવ્રણ મટી જાય છે. ભગંદર થયું હોય તો પ્રથમ લોહી કાહાડી નાખી પછી તેના ઉપર, વ્રણની ચિકિત્સા કરવી એટલે ભગંદર મટી જાય છે.

## ચાંદી અને લિંગ ઉપર પડીગએલા ચીરાના ઉપાય.
## (विषय २९ मो.)

मोचारसंपूगविभूतिकांचकोलत्वचंनिर्मलशंखजीरम् ॥
पिष्टोपदंशेखलुनिक्षिपेतत्र्यहेणरोगंसकलंनिहंति ॥ २७ ॥

---

1 નાડી સુધી પહોંચેલો વ્રણ કે જેથી નાળવું થઈ જાય છે.

મોચરસ, સોપારીની રાખ, બોરડીની છાલ અને ધોળુ શંખજીરૂં એઓનું ચૂર્ણ કરી ચાંદી ઉપર ભરભરાવવામાં આવે તો તેથી ત્રણ દિવસમાં સઘળો રોગ ટળી જાય છે.

आदित्यमूलदरदाह्लकधूमदानात्
स्थातुंबिभेतिसकलाप्युपदंशपीडा ॥
श्वश्रूजनैर्बहुतरंपरिबोधितापि
लघ्वीयथाप्रियतमारमणेनरंतुम् ॥ २८ ॥

આકડાનાં મૂળ, હીંગળો અને અકલકરો એઓનો ધુમાડો પીવામાં આવે તો તેથી ચાંદી સંબંધી સઘળી પીડા મટી જાય છે. જેમ * * * તેમ ચાંદીની પીડા એ ધુમાડાની સામે ઉભવામાં બીએ છે.

हयमारजटालेपादुपदंशोविनश्यति ॥
शुकदोषेप्यसृङ्मोक्षोजलौकोभिःप्रशस्यते ॥ २९ ॥

કણેરનાં મૂળીઆનું લેપન કરવામાં આવે તો તેથી પણ ચાંદી મટે છે. લિંગ ઉપર ચીરા પડી ગયા હોય તો જળો લગાવીને લોહી કાહાડવું એટલે તે દરદ મટી જાય છે.

### કોઢનો ઉપાય. (विषय ४० मो.)

पीत्वासदुग्धंशुचिगंधचूर्णंकुष्ठावलीचंचलतांबिभर्ति ॥
चकोरनेत्राकुचपद्मकोशंदृष्ट्वानराणामिवचित्तवृत्तिः ॥ ३० ॥

શુદ્ધ કરેલા ગંધકનું ચૂર્ણ દુધની સાથે પીવામાં આવે તો તેથી અનેક પ્રકારના કોઢ ટળી જાય છે. જેમ સ્ત્રીના સ્તનરૂપી કમળકોશને જોવાથી કામી પુરૂષોની ચિત્તવૃત્તિ

ચંચલ થઇ જાય છે તેમ ઉપર કહેલા ઔષધથી કોઢની પંક્તિ ચંચલ થઇ જાય છે.

गंधंसूतंशिलालौमरिचमपिनिशायुग्मसिंदूरतुत्था
दद्रुघ्नोबाकुचीतज्जरणयुगमिदंनिंबुतोयाज्ययुक्तम् ॥
लौहेलौहेनमर्द्यंप्रहरमितमथोहंतिमाहेश्वराख्यं
दद्रुंकंडूंचपामांहरइवपटलींसंस्मृतःपातकानाम् ॥ २१ ॥

ગંધક, પારો, મણશીલ, હરતાલ, મરી, હલદર, દારૂ-હલદર, સિંદૂર, મોરથુથુ, કુવાડીઆનાં બીજ, બાવચી, જીરૂં અને કાલીજીરી એઓનું ચૂર્ણ કરી લીંબુના રસમાં ખરલ કરી ઘી નાખીને લોઢાના પાત્રમાં લોઢાના દસ્તાથી એક પોહોર સુધી તેનું મર્દન કરવું. પછી એ ઔષધ અંગપર ચોપડવામાં આવે તો, જેમ સદાશિવના સ્મરણથી પાપના ઓઘ ટળે છે તેમ તેથી દાદર, ખરજ અને ખસ ટળી જાય છે. આ રસનું નામ 'માહેશ્વર' છે.

मूलंसितायागिरिकर्णिकायाजलेनापिष्वाकुरुतेप्रलेपम् ॥
सुश्वेतकुष्टंकिलतस्यगंतुंमासात्प्रयत्नंकुरुतेनितांतम् ॥२२॥

ધોળી ગરણીનાં બીજ પાણીમાં વાટીને તેનો લેપ કરવામાં આવે તો એક મહીનાની અંદર માણસનો ધોળો કોઢ ટળી જાય છે.

## ઉદર્દકોટનો[1] ઉપાય. (विषय ४१ मो.)

गुडेनदीप्यंभजतेनरोयःपथ्येनयुक्तःकिलसप्तरात्रम् ॥
उदर्दकोठोविलयंप्रयातिनरस्यतस्यापिनकापिशंका ॥ २३ ॥

---

૧ મોટાં ઢાંમઠાં.

જે માણસ યોગ્ય રીતે પથ્ય પાળીને સાત રાત સુધી ગોળમાં ભેળવીને અજમા ખાય તે માણસનો ઉદર્દકોટ નાશ પામી જાય છે એમાં કશી શંકા નથી.

## અમ્લપિત્ત (ખાટી ઉલટી) નો ઉપાય. (विषय ४२ मो.)

भूनिंबनिंबत्रिफलापटोलवासामृतापर्पटमार्कवाणाम् ॥
कषायकोमाक्षिकसंप्रयुक्तोनिहंतिसोपद्रवमाम्लपित्तम् ॥ ३४ ॥

કરીઆતું, લીંબડાની છાલ, હરડાં, બેહેડાં, આમળાં, પરવલ, અરડૂસો, ગળો, ખડસલીયો અને ભાંગરો એઓનો ક્વાથ કરી મધની સાથે પીવામાં આવે તો તેથી ઉપદ્રવો સહિત અલ્મપિત્ત મટે છે.

## રતવાનો ઉપાય. (विषय ४३ मो.)

पिचुमंदपटोलतोयदानांकथितंसप्तदिनंसखेपिबत्वम् ॥
अलसंकुरुमात्रमंदबुद्धेयदितेसर्वविसर्पनाशनेच्छा ॥ ३५ ॥

હે મિત્ર! લીંબડાની છાલ, કડવા પરવલ અને નાગરમોથ એઓનો ક્વાથ સાત દિવસ સુધી પીવામાં આવે તો તેથી રતવા જેવા સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે. માટે જો તારે એવા રોગોનો નાશ કરવાની ઇચ્છા હોય તો એ ઔષધ કરવામાં મૂર્ખતાથી આળસ કરીશ માં.

निशाद्वयंव्याघ्रिशिरीषमांसीयष्टीनतैलाजलचंदनाद्यैः ॥
दशांगलेपोज्वरशोफकुष्टविसर्पशुष्कैंधनजातवेदाः ॥ ३६ ॥

આંબાહળદર, દારૂહળદર, ભોરીંગણી, સરસડીયો, જટામાંસી, જેઠીમધ, તગર, એલચીનાદાણા, વાળો અને

ચંદન એઓનું ચૂર્ણ કરી લેપન કરવામાં આવે તો તેથી તાવ, સોજા, કોઢ અને રતવાની જાતના રોગ મટે છે. આ દશાંગ નામનો લેપ ઉપર કહેલા રોગોરૂપી સુકાં લાકડાંઓમાં અગ્નિરૂપ છે.

## વિસ્ફોટકનો ઉપાય. (विषय ४४ मो.)

**कीर्त्तनंशीतलादेवीस्तोत्रमंत्रस्ययत्कृतम् ॥**
**इदमेवौषधंमुख्यंविस्फोटकविनाशनम् ॥ २७ ॥**

શીતલાદેવીના સ્તોત્રરૂપ મંત્રનો જપ કરવો એજ વિસ્ફોટકનો નાશ કરવાનું મુખ્ય ઔષધ છે.

## ઓરીનો ઉપાય. (विषय ४५ मो.)

**पटोलतिक्ताटूषनिंबमुस्ताछिन्नारजोयासकिराततकानाम् ॥**
**आमांमसूरींशमयेच्चपक्वांविशोधयेत्सत्यमयंकषायः ॥ २८ ॥**

પરવળ, કડુ, અરડૂસો, લીંબડો, નાગરમોથ, ગળો, ખડસલીયો, ધમાસો અને કરીયાતું એઓનો ક્વાથ પીવામાં આવે તો તેથી કાચી અને પાકી બન્ને પ્રકારની ઓરી અને તેની જાતના રોગ શાંત થાય છે. એમાં સંશય નથી.

## ક્ષુદ્રરોગોના ઉપાય. (विषय ४६ मो.)

**क्षुद्ररोगेषुसर्वेषुक्षुद्रोपायैश्चिकित्सनम् ॥**
**चिकित्सकाःप्रकुर्वंतुसुगमत्वादुपेक्षितम् ॥ २९ ॥**

વૈદ્યોએ સઘળા ક્ષુદ્રરોગોના ઉપાયો ક્ષુદ્રપ્રકારોથીજ કરવા જોઇએ. એ ઉપાયો સુગમ હોવાથી અહીં લખવાનું માંડી વાળીએ છીએ.

## મોહોડાના રોગનો ઉપાય. (विषय ४७ मो.)

द्राक्षादार्वीयासपथ्याऽक्षधात्रीछिन्नाजातीपल्लवानांकषायः ॥
क्षौद्रोद्रिक्तोहंतिगंडूषयुक्त्यापाकंवक्त्रांभोजसंस्थंमहांतम् ॥४०॥

કાળી ધ્રાખ, દારૂહળદર, ધમાસો, હરડે, બેહડાં, આંમળાં, ગળો, અને જાઇનાં પાનડાં એઓનો ક્વાથ કરી મધ નાખીને તેના કોગળા કરવામાં આવે તો તેથી ગમે તેવું મોહોડું પાકી ગયું હોય તે શાંત થાય છે.

## ગળાના રોગનો ઉપાય. (विषय ४८ मो.)

पाठाविषादारुकलिंगमुस्तातिक्ताकषायंमधुसंप्रयुक्तम् ॥
गोमूत्रसिद्धंमनुजाःपिबंतुगलोद्भवव्याधिषुसर्वजेषु ॥ ४१ ॥

કાળીપાડ, અતિવસ, દારૂહળદર, ઇંદ્રિજવ, નાગરમોથ અને કડુ એઓનો ગોમૂત્રમાં ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ગળાની અંદરના સઘળા પ્રકારના વ્યાધિઓ દૂર થાય છે

## દાંતના રોગનો ઉપાય. (विषय ४९ मो.)

आढक्यादलमध्यगान्सुमतिमान्भल्लातकान्मृन्मये
पात्रेस्थाप्यविधायपावकमधःप्रज्वालयेद्युक्तितः ॥
तद्भस्माखिलदंतघर्षणमिदंकुर्वंतुलोकाःसदा
योगोयंकिलदंतरोगमदभृन्मत्तेभकंठीरवः ॥ ४२ ॥

માટીના પાત્રમાં તુવરની દાળ પાથરી તે ઉપર ભીલામા મુકી નીચે અગ્નિ સળગાવી યુક્તિથી તેઓને શેકીને રાખ કરવી. એ રાખથી જો સઘળા દાંતોને નિત્ય ઘસવામાં આવે

તો તેથી દાંત સંબંધી સઘળા રોગ મટે છે. જેમ સિંહ મદોન્મત્ત હાથીઓને તોડે છે તેમ આ ઉપાય દાંતના પ્રબલ રોગોને પણ તોડે છે.

## કાનના રોગનો ઉપાય. (विषय ૯૦ मो.)

**पक्वोयस्मिन्वृश्चिकःप्राणहीनःकर्णेतैलंतत्सखेपूरयत्वम् ॥**
**एतत्तैलस्पर्शमात्रेणसत्यंसद्योनाशंकर्णरोगाःप्रयांति ॥ ४३ ॥**

હે મિત્ર ! જેમાં મરેલો વીછી પકાવેલો હોય એવું તેલ કાનમાં નાખવામાં આવે તો તે તેલનો સ્પર્શ થતાંજ કાનના સઘળા રોગો તુરત નાશ પામે છે.

## નાકના રોગના ઉપાય. (विषय ૯૧ मो.)

**विडंगयष्टीसुरदारुसिंधुकटुत्रिकैःसाधितमाशुतैलम् ॥**
**नासामयघ्नंकथितंमुनींद्रैःसखेत्वमेतत्कुरुशीघ्रमेव ॥ ४४ ॥**

વાવડીંગ, જેઠીમધ, દેવદાર, સિંધાલૂણ, સુંઠ, મરી અને પીપળ એઓનું તેલ કરી નાકમાં ટીપું નાખવામાં આવે તો તેથી તુરત નાકના રોગ મટે છે એમ મુનિઓએ કહેલું છે માટે હે મિત્ર ! તું એ પ્રમાણે તુરતજ કરજે.

**दाडिमीकुसुमतोयनावनमित्यादि ॥ ४५ ॥**

દાડિમના ફૂલનો રસ કાહાડી નાકમાં નાખવામાં આવે તો તેથી નાકમાંથી લોહી પડતું બંધ પડે છે. તેમજ અડદનો લોટ અને પીતાંબરની રાખ પાણીમાં કાલવીને માથાપર ચોપડવામાં આવે તો તે પણ હિતકારી થાય છે.

## નેત્રના રોગના ઉપાય. (विषय ૯૨ मो.)

**शिग्रुपल्लवरसःसमाक्षिकोहंतिसर्वनयनामयांस्तथा ॥**
**द्वारिकांजनहरीतकीपटुदार्वकाभववलेपनंबहिः ॥ ४६ ॥**

મધની સાથે સરગવાનાં પાનડાનો રસ નેત્રમાં નાખવામાં આવે તો તેથી નેત્રના સઘળા રોગ મટે છે. ગેરૂ, સુરમો, હરડે, સિંધાલૂણ અને દારૂહળદર પાણીમાં વાટીને તેનું નેત્રથી બાહાર લેપન કરવામાં આવે તો તેથી પણ નેત્રના રોગ ટળે છે.

**पथ्याविभीतधात्रीणांबीजैस्त्रिद्व्येकभागिकैः ॥**
**वर्तिर्नेत्रांजिताहंतिप्रकोपंदारुणंदृशोः ॥ ४७ ॥**

ત્રણ ભાગ હરડે, બે ભાગ બેહેડાં અને એક ભાગ આમળાંનું ચૂર્ણ કરી તેની ગોળી નેત્રમાં આંજવામાં આવે તો આંખો બહુ દુખતી હોય તે પણ મટી જાય છે.

**रसकंसैंधवंतुत्थंटंकणंकटुकत्रयम् ॥**
**मर्दयेन्निंबुनीरेणवटीछायावशोषता ॥ ४८ ॥**
**अंजितामधुनानेत्रेनेत्ररोगविनाशिनी ॥**
**रुक्षत्वमर्बुदंपुष्पंदुर्मांसंतिमिरार्जुने ॥ ४९ ॥**
**पटलंनेत्रवातंचकाचविंदूदकानिच ॥**
**अन्यानपिमहारोगान्नाशयेद्रसकेश्वरः ॥ ५० ॥**

ખાપરીયો, સિંધાલૂણ, શેકેલું મોરથુથુ, ટંકણ ખાર, સુંઠ, મરી અને પીપળ એઓને લીંબૂના રસમાં વાટી ગોળી કરવી અને તે ગોળી છાયામાં સુકાવવી. આ ગોળી મધમાં

ઘસીને નેત્રમાં આંજવામાં આવે તો તેથી નેત્રનારોગ મટે છે. આ 'રસકેશ્વર' નામની ગોળી નેત્રના રૂક્ષપણાને, ઉફસેલપણાને, માંસ વધતું હોય તેને, ફુલાંને, તિમિરને, કાળા ડોળામાં ધોળાશ વધતી જતી હોય તેને, પડલને, નેત્રવાયુને, પાણી આડું આવી ગયું હોય તેને, પાણીનાં ટીપાં પડતાં હોય તેને અને બીજા પણ મોટા રોગોને મટાડે છે.

## માથાના રોગના ઉપાય. (विषय ९३ मो.)

छिन्नाकिरातत्रिफलात्रियामातिक्ताकषायोगुडसंप्रयुक्तः ॥
शिरःशिरोर्द्धश्रवणाक्षिदंतभ्रुशंखशूलानिनिहंतिसद्यः ॥ ९१ ॥
सूर्याधिवर्तद्विजपातशुक्रनक्तांध्यचक्षुःपटलानिचैव ॥
नस्यंतुगुंजाभवमूलकस्यशिरोर्द्धशूलेकिलरामबाणः ॥ ९२ ॥
एरंडमूलौषधशिग्रुमूलपटोलपाठामयदह्वानिघ्नैः ॥
धान्याम्लपिष्टैर्विहितःप्रलेपःसंपूर्णमूर्द्धामयकालरात्रिः ॥९३॥

ગળો, કરીયાતું, હરડાં, બેહેડાં, આમળાં, હળદર અને કડુ એઓનો ક્વાથ કરી ગોળ નાખીને પીવામાં આવે તો તેથી માથાના શૂળ, આધાશીશી, કાનનાં શૂળ, નેત્રનાં શૂળ, દાતનાં શૂળ, ભમરનાં શૂળ, ભમર તથા કાનના મધ્ય ભાગનાં શૂળ, શૂર્યાવર્ત્ત,[1] દાંતનું પડવું, ફુલું, રાત અંધાપણું અને પડલ એઓનો તુરત નાશ થાય છે. ચણોઠીનાં ઝાડનાં મૂળ પાણીમાં ઘસીને તેનું નાકમાં ટીપું નાખવું એ આધાશીશી ઉપર રામબાણ જેવો ઉપાય છે. એરડાનાં મૂળ, સુંઠ, સરગ-

---

૧ બપોર સુધી માથું વધારે વધારે દુખે અને બપોર પછી તે દુખ ઓછું પડતું જાય એ રોગ.

વાનાં મૂળ, પરવલ, કાળીપાડ, કઠ અને કુવાડીઆનાં મૂળ, એઓને કાંજીમાં વાટી માથાપર ચોપડવામાં આવે તો તેથી માથાના સઘળા રોગ મટે છે. આ ઉપાય માથાના રોગોને કાલરાત્રિ સમાન છે.

इति अहंमदनगरास्थितमाणिकभट्टवैद्यपुत्रमोरेश्वरकृते वैद्यामृते तृतीयालंकारः ॥ ३ ॥

ઇતિશ્રી અહમદનગરના રેહેવાશી માણિકભટ્ટ વૈદ્યના પુત્ર મોરેશ્વરે રચેલા વૈદ્યામૃતનો ત્રીજો અલંકાર સંપૂર્ણ.



## સ્ત્રીના રોગોનો ઉપાય. (विषय ५४ मो.)

वृषदारुनिशाकिरातभल्लीरसजांभोधरबिल्वजःकषायः ॥
मधुनामधुरीकृतोनिहंतिविविधानिप्रदराणिकामिनीनाम् ॥१॥

અરડૂસાનાં પાનડાં, દારૂહળદર, કરીયાતું, ભીલામાં, રસાંજન, નાગરમોથ અને બીલાં એઓનો ક્વાથ કરી મધથી મીઠો કરીને તે પીવામાં આવે તો સ્ત્રીઓના અનેક પ્રકારના પ્રદરરોગ મટીજાય છે.

दुग्धप्रयुक्ताखुपुरीषपानादसृग्दरंतिष्ठतिनैवसत्यम् ॥
कंदर्परूपेपिनितांतषंढेकांतेयथामानसमंगनानाम् ॥ २ ॥

ઉંદરના લીંડીઓ દુધમાં ઘોળીને પીવામાં આવે તો તેથી જેમ * * * * * * * * તેમ સ્ત્રીઓનો પ્રદર રહેતો નથી એ સત્ય વાત છે.

विपुषाघृतसंयुतामृगाक्षीमदरंशूलयुतंनिराकरोति ॥
प्रथमेसुरतेयथानवोढाप्रियहस्तंबतनीविमुप्रयुक्तम् ॥ ३ ॥

જેમ * * * * * * * * તેમ ઘીની સાથે ખાવામાં આવેલું વિપુષાનું[1] ચૂર્ણ સ્ત્રીઓના શૂળવાળા પ્રદર રોગને દૂર કરી નાખે છે.

वंध्याःप्रियानैवसुखाययस्माद्दामितासांकमपिप्रयोगम् ॥
पलाशबीजस्यमषीजलेनपीत्वासगर्भाललनाभवंति ॥ ४ ॥

---

૧ વિપુષા એટલે પલાશી એમ કેટલાએક વૈદ્યોનો મત છે.

(આ શ્લોકનો અર્થ વાંચનારા સજ્જનોને પસંદ ન પડે તેવો હોવાને લીધે દાખલ કરેલ નથી.)

पीत्वातंदुलतोयेनतंदुलीयजटांकृतौ ॥
पतद्गर्भाचयानारीस्थिरगर्भाप्रजायते ॥ ५ ॥

જે સ્ત્રીનો ગર્ભ પડી જતો હોય તેણે તાંદળજાની ભાજીના મૂળને ચોખાના ધોણમાં વાટીને પીવું એટલે તેનો ગર્ભ સ્થિર રહેશે.

मनोरमायाःकिलगर्भवत्यारक्तंस्रवेच्चेद्बहुलंतुयस्याः ॥
पारावतीयंसहसापुरीषंतांपाययेत्तंदुलत्तोयमिश्रम् ॥ ६ ॥

જે ગર્ભવાળી સ્ત્રીને વારંવાર લોહી સ્રવતું હોય તેને જો તુરત પારેવાની ચરક ચોખાના ધોણમાં ઘોળીને પાવામાં આવે તો એ પીડા મટી જાય છે.

शर्करायवतिलैःसमांशकैर्माक्षिकेणसहभाक्षितंस्त्रियः ॥
नास्तिगर्भपतनोद्भवंभयंपापभीतिरिवतीर्थसेवनैः ॥ ७ ॥

સાકર, જવનો સાતુ અને તલ એઓને સમભાગે લઇ મધની સાથે ખાવામાં આવે તો, જેમ તીર્થના સેવનથી પાપનો ભય રહેતો નથી તેમ સ્ત્રીને ગર્ભ પડી જવાનો ભય રહેતો નથી.

वृषस्यमूलंयदिनाभियोनौप्रलेपितंस्त्रीझटितिप्रसूते ॥
तथाकटिस्थःकदलीसुकंदोवेगात्प्रसूतिंकुरुतेंगनानाम् ॥ ८ ॥

અરડૂસાના મૂળને વાટીને જો નાભી તથા યોનિ ઉપર ચોપડવામાં આવે તો સ્ત્રી તુરત જણે છે. તેમજ કેળના કંદને કેડમાં રાખવામાં આવે તો પણ સ્ત્રી તુરત જણે છે.

बिडोपकुंचीवृषकोपकुल्यावचोषणग्रंथिकनागराणाम् ॥
कल्कःसुखोष्णेनजलेनपीतःशूलानियोनिप्रभवानिहंति ॥९॥

બીડલૂણ, બાબચી, અરડૂસાનાં મૂળ, પીપળ, વજ, મરી, પીપળીમૂળ અને સુંઠ, એઓનો કલ્ક (ચટણી) કરી જરા ઉના પાણીથી પીવામાં આવે તો યોનિનાં શૂળ મટી જાય છે.

शुंठीरुबुकमूलाभ्यांप्रलेपोभगशूलनुत् ॥
तथासंकोचनंचूर्णमृत्स्नामायफलोद्भवम् ॥ १० ॥

સુંઠ તથા એરંડાના મૂળ વાટીને યોની ઉપર ચોપડવામાં આવે તો યોનીનાં શૂળ મટે છે. * *

मृतप्रियाप्रोषितभर्तृकावासुखेनसर्वैःसुरतंकरोतु ॥
पश्चाद्भगेसैंधवदीप्यतैलैरगर्भदांपोटलिकांदधातु ॥ ११ ॥

(અસભ્યતાના ડરથી આ શ્લોકનો અર્થ
છાપવો દુરસ્ત ધાર્યો નથી.)

जातासगर्भैवयदातदासागर्भस्यपातंसहसाकरोतु ॥
सदुग्धहिंगुंसुफलाशबीजमर्षीप्रपीत्वाननुगौप्यमेतत् ॥ १२ ॥

આ શ્લોકનો અર્થ પણ અસભ્યતાના ડરથી
પ્રસિદ્ધ કર્યો નથી.

## સ્તનના રોગનો ઉપાય. (विषय ९९ मो.)

इंद्रवारुणिकामूललेपाद्यातिकुचव्यथा ॥
तथाकुमारिकाकंदहरिद्रालेपनादपि ॥ १३ ॥

ઈંદ્રવારણાંનાં મૂળ પાણીમાં વાટીને સ્તન ઉપર ચોપડવામાં આવે તો સ્તનની પીડા શાંત થાય છે. કુંવારનો કંદ અને હળદર વાટીને ચોપડવામાં આવે તો તેથી પણ સ્તનની પીડા દૂર થાય છે.

विदारकाकंदरसःसदुग्धःशतावरीवाकुरुतेगनानाम् ॥
सदुग्धभक्ताशनतत्पराणांपयोधरौप्राज्यपयःसमुद्रौ ॥ १४ ॥

વિદારી કંદનો રસ દૂધની સાથે પીવામાં આવે અથવા શતાવરીનુ ચૂર્ણ દુધમાં નાખીને પીવામાં આવે અને દુધભાતનું પથ્ય કરવામાં આવે તો સ્ત્રીઓના સ્તનમાં દુધની બહુ વૃદ્ધિ થાય છે.

### બાલકના રોગનો ઉપાય ( विषय ५६ मो )

बालकंधातकीरोध्रंबिल्वंचगजपिप्पली ॥
मधुमिस्त्रौक्काथलेहौबालातीसारनाशनौ ॥ १५ ॥

વાળો, ધાવણીનાં ફુલ, લોદર, બીલું અને ગજપીપળ એઓનો કવાથ અથવા ચૂર્ણ કરી મધ નાખીને બાલકને દેવામાં આવે તો તેથી બાલકનો પાણી જેવો ઝાડો બંધ પડે છે.

कृष्णारुणाशृंगिपयोधराणांसचूर्णितंमाक्षिकसंप्रयुक्तम् ॥
शिशोर्ज्वरछर्द्यतिसारकासश्वासघ्नमेतत्समुदाहरंति ॥ १६ ॥

પીપળ, મજીઠ, કાકડાશીંગી અને નાગરમોથ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ખવરાવવામાં આવે તો તેથી બાલકના જ્વર, ઉલટી, અતિસાર, ઉધરસ અને શ્વાસ મટે એમ વૈદ્ય લોકો કહે છે.

### ઝેરના ઉપાય ( विषय ५७ मो )

तुत्थगंधरसरात्रिटंकणैर्वाणितोयपरिमर्दयेद्दढे ॥
हंसयंविषहरोनरांबुनास्थावरंतदनुजंगमंविषम् ॥ १७ ॥

મોરથુથુ, ગંધક, પારો, હળદર અને ફુલવેલો ટંકણખાર એઓને ખરલમાં વાટી કુકડવેલના રસની ખૂબ ભાવના દઇ જાર જેવડી ગોળીઓ કરી રાખવી. એ ગોળી માણસના મૂતરમાં ચોળીને ખવરાવવામાં આવે તો તેથી સોમલ તથા અફીણ આદિ સ્થાવર ઝેર અને સર્પ આદિ જંગમનું ઝેર પણ અવશ્ય મટે છે.

વિરેચન ( विषय ५८ मो.)

हिंगूलटंकणवरात्रिकटूग्रगंधा
बाल्कीकदीप्ययुगसैंधववेल्लदंत्याः ॥
सर्वैःसमोनिगदितोजयपालभागः
सर्वंतुनिंबुसलिलेनविमर्द्यमेतत् ॥ १८ ॥
गुंजाप्रमाणवटिकोष्णजलेनगुल्म-
पांडुक्षयश्वसनकासबलासमेहान् ॥
आध्मानशूलगुदजोदरवन्हिमांद्य-
विष्टंभकुष्टकृमिरुक्प्रभृतीन्निहंति ॥ १९ ॥

હિંગળો, શેકેલો ટંકણખાર, હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, વજ, હિંગ, અજમા, અજમોદ, સિંધાલૂણ, વાવડીંગ, નેપાળાનાં મૂળ અને તે સર્વ બરાબર નેપાળો[1] લઇ એઓને લિંબુના રસમાં વાટીને ચણોઠી જેવડી ગોળીઓ કરવી. એ ગોળી જો ઉના પાણીની સાથે ખાવામાં આવે તો તેથી ગોટો, પાંડુરોગ, ક્ષય, શ્વાસ, ઉધરસ, કફ, પ્રમેહ, આફરો, શૂળ, ગુદના રોગ, અગ્નિની મંદતા, દસ્તની કબજીયત, કોઢ અને કૃમિનો રોગ ઇત્યાદિ મટી જાય છે.

---

૧ નેપાળાને ભેંસના છાણમાં પ્રથમ શુદ્ધ કરી લેવો જોઇએ.

## ઉપસંહાર

मोरेश्वरेणभिषजानगरस्थितेन
वैद्यामृतंकृतमिदंबहुधाविचार्य ॥
वैद्यास्तएवकृपयापरिपालयंतु
सम्यक्सनातनविचारविशारदाये ॥ २० ॥

અહમદનગરના રેહેવાશી મોરેશ્વર વૈદ્યે બહુ બહુ વિચાર કરીને આ વૈદ્યામૃત નામનો ગ્રંથ રચ્યો છે માટે જુના વિચારોમાં ચતુરતા ધરાવનારા વૈદ્ય લોકોએ કૃપા કરી આ ગ્રંથનો સંગ્રહ કરવો.

अनुभवात्कतिचित्कतिचिग्दुरोः
कतिचशास्त्रभवान्नवमर्जिताः ॥
इहमयाभिषजांहितमिच्छता
निगदिताःशुचियोगगणाइमे ॥ २१ ॥

મેં વૈદ્ય લોકોનું હિત કરવાની ઇચ્છા રાખી આ ગ્રંથમાં પવિત્ર યોગના સમૂહ જેવા કેટલાએક ઉપાયો અનુભવથી લખ્યા છે, કેટલાએક ગુરૂની પરંપરા પ્રમાણે લખ્યા છે અને કેટલાએક શાસ્ત્ર ઉપરથી લખ્યા છે.

भ्रमादशुद्धंगदितंयदिस्याद्दो-
षोनकश्चिन्ममभावनीयः ॥
भूलोकजन्माखिललोकधर्म-
भ्रांतेःपरंदूषणमेतदस्तु ॥ २२ ॥

જો કાંઇ ભ્રાંતિને લીધે મારાથી અશુદ્ધ લખાઇ ગયું હોય તો તેમાં કોઇ રીતે મારો દોષ નહી ગણવો પણ પૃથ્વી

પર જન્મેલા સર્વ લોકોમાં ભ્રાંતિ નામનો જે એક ધર્મજ રહ્યો છે તેનોજ એ દોષ ગણવો.

भोभोवैद्यसुताःशृणुध्वमधुनासौभाग्यदंकीर्तिदं
पापक्षालनमंत्रतंत्रविहितंमान्यंमदीयंवचः ॥
यूयंसन्मनसाचिकित्थितविधौहित्वादुराशांपरां
शंभोविश्वपतेत्वर्पणामिदंभूयादितिध्यायत ॥ २३ ॥

હે વૈદ્યોના પુત્રો! હવે એક મારૂં માનવા યોગ્ય, સૌભાગ્ય આપનાર કીર્ત્તિ આપનાર અને પાપોનો નાશ કરવામાં મંત્ર તંત્ર જેવું વચન સાંભળો કે તમો મનમાં પ્રૌઢપણું રાખી વૈદ્યપણું કરતાં તમામ નીચ આશા છોડી દઇને "હે શંભો! હે વિશ્વનાથ! આ સઘળું આપને અર્પણ હોજો" એમજ ચિંતન કર્યા કરજો.

हुताशनाकाशरसेंदुयुक्तेसंवत्सरेदुर्मतिनामभाजि ॥
वैद्यामृतंनामदधानएषग्रंथःस्मरारेकृपयासमाप ॥ २४ ॥

આ વૈદ્યામૃત નામનો ગ્રંથ શાકે ૧૬૦૩ દુર્મતિ નામના સંવત્સરમાં સદાશિવની કૃપાથી સમાપ્ત થયો છે.

॥ इतिश्रीमदहंमदनगरास्थितमाणिकभट्टात्मजमोरेश्वराविरचितेवैद्यामृतेचतुर्थोलंकारःसमाप्तिमगमत् ॥ छ ॥ ॥ छ ॥

**ઇતિ શ્રી અહમદનગરના રેહેવાશી માણુકભટ્ટ વૈદ્યના પુત્ર મોરેશ્વરે રચેલા વૈદ્યામૃતનો ચોથો અલંકાર સંપૂર્ણ.**

**વૈદ્યામૃતનું ગુજરાતી ભાષાંતર સમાપ્ત.**

# વ્યાધિ શોધ વિદ્યા.



બનાવનાર

## વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી

જામનગર



મુંબઈ

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

---

સંવત ૧૯૪૩ સને ૧૮૮૭.

# પ્રસ્તાવના.



હમણાં આપણી આર્યપ્રજા શાસ્ત્રમાં બતાવેલા શરીર સંરક્ષણના નિયમોને વિસારી મૂકી સ્વચ્છંદપણે વરતે છે તેથી પ્રજાનો ઘણો ભાગ નબળા બાંધાનો રોગથી પીડિત અને અવ્યસ્થિત આચારવાળો જોવામાં આવે છે; તેટલામાટે શરીર સાચવવાના નિયમોનું જ્ઞાન થાય ને તે પ્રમાણે વરતી આપણી આર્યપ્રજા પ્રાચિન શૌર્ય, બળ તથા નીતિ પુનઃપ્રાપ્ત કરે એવા હેતુથી ગજવામાં રાખી પ્રતિદિન પાઠ કરવા જેવું આ નાનું પુસ્તક બહાર પાડયું છે.

ધાતુ અને રસાયણ પ્રયોગથી ઔષધો બનાવવાં એ કામ કઠણ છે, અને તે હુશીઆર વૈદ્યશાસ્ત્રીઓથીજ માત્ર બની શકે છે. પણ નાના ગામડામાં સારા વૈદ્યની સહાયતા મળી શકતી નથી અને લોકોને ઘણી મુસીબત વેઠવી પડે છે તેથી ગામડાના સાધારણ લોકો પણ ગાંધીને ત્યાથી મળતાં ઓસડીઆંથી દવા હાથે બનાવી દરદ શાંત કરવાને શક્તિમાન થાય એવા હેતુથી આ નાનાં પુસ્તકની અંદર ઘણાં સાધારણ પણ ચમત્કારિ ઔષધો દાખલ કરવામાં આવેલ છે. આ પુસ્તકની અંદર જે જે નિયમો તથા ઔષધો દાખલ કરવામાં આવેલ છે તે સઘળા આપણા પ્રાચિન વૈદ્યક ગ્રંથો તથા અંગ્રેજી વૈદ્યક ગ્રંથોના આધારથી દાખલ કરવામાં આવ્યાં છે.

આ ઉપયોગી પુસ્તકનો સઘળા મનુષ્યો લાભ લે એવાં હેતુથી તેની કાંઈપણ કિમત રાખવામાં આવી નથી એટલે જે કોઇ માગે મંગાવે તેને મફત આપવાનો ઠરાવ કર્યો છે.

કર્તા.

# વ્યાધિ રોધ વિદ્યા.



શરીર અને જીવ એ બન્નેનો સંબંધ એ જીવન, અને જીવન તથા કાળ એ બન્નેનું એકત્વ એ આયુષ્ય એ આયુષ્યને વૃદ્ધિ તથા નાશ કરનારા પદાર્થ, ગુણ અને કર્મ એઓનું યથાસ્થિત જ્ઞાન મેળવી તે પદાર્થ, ગુણ અને કર્મના સેવન તથા ત્યાગથી નિરોગી થઇ લાંબું આયુષ્ય પ્રાપ્ત કરવું એજ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય કર્મ છે; કારણ કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સંપાદન કરવાને આયુષ્યની જરૂર છે. ઘણાં મનુષ્યો એમજ માને છે કે આયુષ્યમાં વધારો અથવા ઘટાડો કરવા કોઈ સમર્થ નથી, પણ આ વિષય ઉપર જરા બારીકીથી વિચાર કરતાં એમ નિઃસંદેહ જણાય છે કે જો શરીરને બરોબર સાચવવામાં આવે તો તે વધારે વખત ટકે. તત્વવેત્તાઓ પદાર્થના છ ધર્મ કહે છે. (હયાતીમાં છે, જન્મ પામે છે, વૃદ્ધિ પામે છે, ફેરફાર થાય છે, ક્ષીણ થાય છે અને નાશ પામેછે.) જો કે છ ધર્મમાંથી કોઇપણ પદાર્થ બહાર નથી પણ એટલુ તો સિદ્ધ છે કે જો કોઇપણ પદાર્થ વધારે સંભાળથી સચવાય તો તે વધારે વખત ટકે. ત્યારે આ દેહ જેવો અમૂલ્ય પદાર્થ વધારે ટકાવવાને આપણે યત્ન ન કરીએ એ કેવી ગાંડાઇ !

પરમકૃપાળુ ઈશ્વરની ઇચ્છા પણ આપણું શરીર લાંબો વખત ટકે અને આપણે દીર્ઘાયુવાળા થઇએ એવીજ છે. અને જો એમ ન હતે તો આપણા જન્મને વખત આપણી માતા-

ઓના સ્તનમાં દૂધ શામાટે પેદા કરે? વળી આપણને માટે સઘળાં સુખનાં સાધનો પેદા કરવાની તેને શી જરૂર હતી? આપણા જન્મ પહેલાં આપણા સુખને માટે ગર્ભાશયની પણ કેવી સુંદર રચના કરી છે! લોકોના માનવા પ્રમાણે ગર્ભની અંદર બાળકને ઘણું દુઃખ વેઠવું પડે છે, પરંતુ વૈદ્યવિદ્યાને જાણનાર કબુલ કરશે કે ગર્ભાશયની રચના કેવા પ્રકારની છે. કોઇ એક શેઠીઆના બંગલા પાસે ગલીચી હોય તેથી શું તેનો આખો બંગલો ગલીચીમયજ સમજવો? પણ જરા આગળ જઇને તપાસીએ તો તેની અંદર સુંદર બાગ બગીચાઓ તથા શણગારેલાં દિવાનખાનાંઓ હોય છે. તેમજ ગર્ભાશયના નજીકના ભાગો મળમૂત્રવાળા હોય તેથી શું ગર્ભાશય પણ તેવોજ હોવો જોઇએ? ના.

ગર્ભાશયની અંદર એક બારીક રબ્બર જેવું ચામડીનું પડ બાળકને સુવા માટે હોય છે. બાળક ગર્ભમાં હોય તે વખતે માતાની ભૂલથી બાળકને કાંઇ હરકત ન પડે તેટલા માટે તે પડ નીચે પાણી ભરેલું હોય છે, જે કમાનનું કામ કરે છે, તેથી બાળકને કોઇ પણ જાતનો થડકો લાગતો નથી. આ સઘળું સુખ શું બાળકના બચાવને માટે કે તેને મારી નાખવા માટે? ભાઇઓ! જરા વિચાર કરો કે શરીરને કોઇ પણ જાતનું દુઃખ દેવું અને કેવળ પ્રારબ્ધ ઉપર હાથ દઇ બેશી રહેવું એજ પાપ છે. સઘળા સુખનું સાધન તથા સઘળા પુરૂષાર્થ સંપાદન કરવાને હથીઆર શરીરજ છે, અને તે જો સ્વસ્થ ન હોય તો કંઇ પણ બની શકશેજ નહિ. જો કે કોઇ ગાંડો માણસ પથ્થર ફેંકતો હોય અથવા તો કોઇ ભયંકર પ્રાણી જતું હોય તે ભયના પંજામાં ફસાતાં બચવાને માટે

નિઃસંદેહ એક તમામ કમબુદ્ધિનો માણસ બલ્કે પશ્વાદિમાનું કોઇ પણ પ્રયાસ કરવાને ચૂકતું નથીજ. અને એમ છે ત્યારે શરીરની સાચવણ તો સહજ થાય છે. છતાં આ વિષે બોલવાને શી જરૂર છે, એ એક સાધારણ સવાલ ઉઠશે. જો કે ગ્રંથકર્ત્તાઓએ તો ખરા કારણોને લઇનેજ કહેલું હશે, કેમકે ઉપર જે સવાલ કરવાનું કારણ આપણ જેવા સામાન્ય અને સાધારણ બુદ્ધિના માણસને પણ સહજ સમજવામાં આવે છે, તો મહદ્વિદ્વજ્જનો એવી મોટી ભૂલ કરે એ તો દેખીતુંજ અક્કલથી ઉલટું છે, તથાપિ કેટલાંએક કારણે જે ખરાં કારણોને લીધે વિદ્વાનોએ વિવેચનમાં જણાવેલું છે તે કારણો ઢંકાઇ જવાથી શરીર સાચવવાનો ત્યાગ અથવા તો ઉપેક્ષાજ માત્ર દેખવામાં નજીક રહેલી છે, અને તેથીજ કરીને ભાઇઓ, આપ કબુલ કરશો કે શરીર સાચવવાની આવશ્યકતા વિષે ખસુસ કરીને બોલવું જરૂરનું છે. વેદાંતીની ઉપેક્ષા, જૈન મદવાદી તથા તપેષ્ટીઓનું દમવું વિગેરે સર્વ શાને માટે છે એમ તેઓનેજ પૂછીએ અથવાં તો પોતાની મેળે વિચારીએ તો પણ નિઃસંદેહ, નિર્વિવાદ અને સિદ્ધાંત પૂર્વક માલમ પડશે કે સર્વનુ ફળ એ છે કે એમ કરવાથી ઇશ્વર ઘણાજ પ્રસન્ન થાય છે, અને પરીણામે સુખ મળે છે. સુખ કઇ ઈંદ્રિયે તથા કયા ઓજાર વડે લેવાય એમ પૂછતાં 'શરીર' એમ કહ્યા વિના કોઇને છૂટકોજ નથી.

વેદાંતમાં પણ શરીર રક્ષણનીજ વાત છે. પણ હાલમાં તેનો અર્થ કેવળ બીજી રીતે સમજાઇ ગયો છે. વેદાંતીઓ કહે છે કે ब्रह्मसत्यं 'जगत्‌मिथ्या' આમાં જો કે બ્રહ્મ સત્ય

અને જગત મિથ્યા એમ સ્પષ્ટ અર્થ જણાય છે પણ તેની ખરો મતલબ શું છે, તે નીચેના દાખલા ઉપરથી જણાશે. જેમકે એક માણસે આપણને બે ચીજ સાચવવા આપી એક ઘડીઆળ અને એક લોઢાનો ગોળો. હવે ઘડીઆળ આપ્યું ત્યારે કહ્યું કે આને વધારે સાચવવાની જરૂર છે કારણ કે એ તરત ભાંગી જાય એવું છે. અને લોઢાનો ગોળો આપ્યો ત્યારે કહ્યું કે આની વધારે સંભાળ લેવાની જરૂર નથી કારણ કે તે ભાંગવાનો કે તૂટવાનો નથી આ ઉપરથી ઘડીઆળ અનીત્ય છે એમ સમજી તેને ફેંકી દઇએ અથવા તેની બરોબર સંભાળ ન લઇએ તો આપણે ગાંડામાંજ ગણાઇએ, અને આપણે એ ચીજ સોંપનારની અકૃપાને પાત્ર થઇએ. તેમજ આપણું શરીર અનિત્ય અને ક્ષણભંગુર છે એમ સમજી તેની પૂરતી કાળજી ન રાખીએ તો પરમ કૃપાળુ ઇશ્વર જેણે આપણને શરીર સોંપેલું છે, તેનો હુકમ તોડયો કહેવાય અને જ્યારે ઇશ્વરનો હુકમ તોડયો ત્યારે આપણે કેવી શિક્ષાને પાત્ર થાઇએ તેનો સઘળાઓએ પોતાના મનમાંજ વિચાર કરવો. આ સઘળા ઉપરથી નીચોળાર્થ માત્ર એટલોજ નીકળે છે કે, ગમે તેમ કરીને પણ શરીર જેમ લાંબો વખત ટકે તેમ પ્રયત્ન કરવે અને તેથી ઇશ્વર પ્રસન્ન રહે છે. માટે તે કયા નિયમો પાળવાથી વધારે વખત ટકે એ જાણવું જરૂરનું છે. શરીર સાચવવાના નિયમો પાળવાથી કેવળ શરીર લાંબો વખત ટકે છે એટલુંજ નહિ પણ તેથી સુખ, શાંતિ અને દ્રવ્યાદિકમાં પણ વધારો થાય છે, અને તેથીજ ચાર પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. દ્રવ્યમાં વધારો કરવાની પણ તેટલીજ જરૂરછે. તે વિષે "ચરક" નામના વૈદ્યક શાસ્ત્રમાં પણ એક ઠેકાણે એમ

લખ્યું છે કે, नातःपापात् पापीयोऽस्तिह्यनुपकरणस्य दीर्घमायुः અર્થ—દ્રવ્યાદિ સાધાન વિના લાંબું આયુષ્ય ભોગવવું એ કરતાં એવું બીજું કાંઇપણ મોહું પાપ નથી એટલે કંગાળ હાલતમાં લાંબુ આયુષ્ય ભોગવનાર પુરૂષનેજ પાપી સમજવો. એ સધળામાંથી મુક્ત થવું એ દરેક મનુષ્યને ઇચ્છિત છે. ત્યારે શરીરને દુઃખ ઉપજાવનાર અને તેથી આયુષ્યમાં ધટાડો કરનાર રોગ છે. ત્યારે રોગ એટલે શું? તેની વ્યાખ્યા આપવા આ ઠેકાણે જરૂર પડે છે. रोगस्तु दोष वैषम्यं दोष साम्यमरोगता ॥ અર્થ—વાતાદિ દોષોનું પોતાના પ્રમાણ કરતાં વધવું કે ધટવું તેને રોગ કહે છે; અને તે દોષનું પ્રમાણમાં રહેવું તેને આરોગ્ય કહે છે. ટુંકમાં જેથી દુઃખ થાય તે રોગ. દુઃખ કેટલા પ્રકારનાં? એક તો દેખીતું શરીરને વ્યથા કરે તે દુઃખ, પૈસા નંત પુંદદુઃખ, બાઇડીનું દુઃખ, રાજાનું દુઃખ, વ્યવહારનું દુઃખ, પ્રજાનું દુઃખ એમ ગણવા જઇએ તો પારજ ન આવે માટે હવે દુઃખના બે વિભાગ કરીએ. એક રોગનું દુઃખ અને બીજું વ્યવહારનું દુઃખ.

વળી કેટલેક ઠેકાણે ત્રણ પ્રકારનાં દુઃખ લેખાય છે. આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈહિક, તેમાં આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનાં છે. શારીર અને માનસ. શારીર રોગ એટલે વાત પિત્ત અને કફની વિષમતા. વળી તેના ચાર વિભાગ થઇ શકે છે. સ્વાભાવિક, આગન્તુક, કાયિક, અને આન્તર. એ દરદોની દશા પણ ત્રણ પ્રકારની છે. સાધ્ય, કૃચ્છ્રસાધ્ય, અને અસાધ્ય.

આધિ ભૌતિક દુઃખમાં સિંહ વ્યાઘ્રાદિના દુઃખનો સમાવેશ થાય છે.

આધિ દૈવિક દુ:ખમાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉં-દર વિગેરે દુ:ખનો સમાવેશ થાય છે.

એ સઘળાં દુ:ખોમાં આપણે આધ્યાત્મિક દુ:ખમાંથી છુટવાંના યત્નો કરીએ તો તે દુ:ખોને દૂર કરી શકાય છે; અને આધિભૌતિક દુ:ખ મનુષ્ય જાતથી અનિવાર્ય છે.

હવે આ સઘળા ઉપરથી એમ જણાય છે કે આધ્યાત્મિક દુ:ખમાંથી દૂર રહેવું એટલે બનતાં સુધી એ દુ:ખની ઉત્પત્તિજ થવા ન દેવી, અને થાય તેનું શમન કરવું એ કામ દરેક મનુષ્યનું તથા મુખ્યત્વે કરીને વૈદ્યનું છે. પણ હાલમાં તે વિષય તદ્દન ભૂલી જવામાં આવ્યો છે, તે ઉપર પૂરતું ધ્યાન અપાતું નથી, આપણાં પ્રાચિન પુસ્તકોનો અભ્યાસ થતો નથી, અને તેથીજ આપણા વૈદ્યક શાસ્ત્રના જ્ઞાનનો દિવસો દિવસ લોપ થતો જાય છે; અને તેથીજ સઘળાં મનુષ્યો અલ્પાયુ વાળાં થતાં જાય છે. હાલમાં સઘળાં મનુષ્યોનું મન દરદ થયા પછી તે કેમ મટાડવું તે ઉપરજ દોડે છે, પણ તે થતું કેમ અટકાવવું તે ઉપર થોડાજ લક્ષ આપણા જણાય છે ત્યારે હવે દરદ થતાં કેમ અટકે તેનું વિવેચન આપવાની જરૂર છે. અને જે મનુષ્ય તે પ્રમાણે વર્તશે તેને આયુષ્ય, આરોગ્ય અને યશની પ્રાપ્તિ થશે, (આ વિષયપર હાલમાં અમારા મીત્ર રા. જેરામ વિ. રઘુનાથ "ભાવપ્રકાશ ભાષાંતર" નામનું માસિક ચોપાનિયું મુંબઇમાં બહાર પાડે છે તે વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છિએ) કારણ કે તે પ્રમાણે વર્તવાના નિયમોમાં આપણી સંસારી સ્થિતિ કેમ સુધરે તેનું પણ યથાસ્થિત વર્ણન આવી જાય છે. ત્યારે હવે દરેક મનુષ્યે કેવી રીતે વર્તવું જોઈએ તે સશાસ્ત્ર કહેવાનો આરંભ કરૂં છું.

**कालार्थ कर्मणां योगा हीन मिथ्या तिमात्रकाः ।**
**सम्यग्योगश्च विज्ञयो रोगारोग्यैक कारणम् ॥**

વર્ષા, ગ્રીષ્મ, શીત વિગેરે કાળ, શબ્દ સ્પર્શ વિગેરે અર્થ, અને કાયિક, વાચિક વિગેરે કર્મ એ સર્વનો હીન મિથ્યા, અને અતિ યોગ એ રોગનું કારણ જાણવું તથા તેમનો સમાન યોગ એ આરોગ્યનું કારણ જાણવું. દ્રષ્ટાંત—વરસાદનો હીન યોગ એટલે થોડો વરસાદ થવાથી અનાજ બિલકુલ ઉત્પન્ન થતું નથી. મિથ્યાયોગ એટલે જોઇએ તે વખત ન વરસે અને ન જોઇએ તે વખત વરસે તેથી રોગનું કારણ બને છે. અતિ યોગ એટલે જોઇએ તે કરતાં વધારે વરસવાથી પણ ઘણા રોગ ઉત્પન્ન થાય છે; અને સમાન યોગ એટલે જોઇએ તે પ્રમાણેજ વરસવાથી આરોગ્યનું કારણ થાય છે. એજ પ્રમાણે અનંત પદાર્થોનો હીન, મિથ્યા અને અતિયોગ કે સમાન યોગ રોગ તથા આરોગ્યનું કારણ જાણવું. એ પ્રમાણે કાયિક, વાચિક અને માનસિક કર્મને માટે પણ સમજવું.

સ્વસ્થ માણસે આયુષ્યનું રક્ષણ કરવાના હેતુથી પાછલી ચાર ઘડી રાત હોય તે વેળા ઉઠવું. તે વખતનું નામ બ્રાહ્મ મુહૂર્ત છે. ઉઠયા પછી ઝાડે ઝપટે જઇ આવી તૂરા, તીખા અને કડવા સ્વાદવાળું દાતણ અવાળુને ઇજા ન થાય તેમ કરવું કારણ કે તૂરૂં દાતણ મોઢાને સાફ કરે છે, તીખું અરૂચી મટાડે છે, અને કડવું મોઢામાં જામેલા કફને સાફ કરે છે પણ જે માણસ અજીર્ણ, ઓકારી, શ્વાસ, ઠાંસો કે તાવથી પીડાતો હોય, અને જે મનુષ્યને મુખપાક, છાતીનો રોગ, નેત્ર રોગ, માથાનો રોગ, કે કાનનો રોગ હોય તેઓએ દાતણ નહિ કરવું. દાતણ ટચલી આંગળીના ભાગ જેવડું

જાડું અને બાર આંગળ લાંબુ હોવું જોઇએ. જીભ સાફ કરવાને માટે સોના, રૂપા કે ત્રાંબાની પટીનો ઉપયોગ કરવો દાતણ કરી રહ્યા પછી ઠંડા પાણીથી કોગળા કરવા. એથી કફ, તૃષ્ણા, મળ અને મોઢાની અંદર શુદ્ધિ થાય છે. થોડા ઉના પાણીના કોગળા કરવાથી કફ, અરૂચી, દાતનું જડપણું મટે છે અને મોઢું હલકું થાય છે.

ત્યાર પછી સૂર્યોદય પહેલાં જે મનુષ્ય નાસિકા દ્વારા ત્રણ અંજલી પાણી પીએ તે બુદ્ધિમાન થાય છે તથા તેની આંખ ગરૂડના સમાન તેજસ્વી થાય છે; અને ટુંકામાં સર્વ રોગથી વિમુક્ત થાય છે. સવારમાં નાકેથી પાણી પીવું એ રસાયન છે એમ વૈદ્ય લોકો કહે છે. (રસાયન એટલે જરા તથા વ્યાધિને દૂર કરનાર.)

ત્યાર પછી સુરમાનું અંજન કરવું. (આ ઠેકાણે અમને કહ્યા વિના ચાલતું નથી કે જે માણસને સુરમાનો ઉપયોગ કરવો હોય તેણે જામનગરમાં મળતા પી. એસ. ઠાકર સુરમાવાળાના સુરમાનોજ ઉપયોગ કરવો કારણ કે તે સુરમો નેત્રને અતિ હિતકારક છે.) સુરમાથી નેત્ર સારાં થઈ દ્રષ્ટિ સૂક્ષ્મ થાય છે, નેત્રમાં થતી ખરજ, મળ, દાહ, તથા ચિકટ પદાર્થનો નાશ થાય છે.

સુરમાનું અંજન કર્યા પછી તૈલ ચોળીને નહાવું. કારણ કે નહાવું એ વૃદ્ધપણું, થાક અને વાયુને હણનાર છે. તથા દ્રષ્ટિને નિર્મળ કરે છે, પુષ્ટિ કરે છે, આયુષ્ય વધારે છે, સુખેથી ઉંઘ આણે છે, ત્વચાને શોભાયમાન કરે છે અને શરીરને દ્રઢ કરે છે. તેમજ નહાવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ઉત્સાહ અને બળ વધે છે. વળી ખસ, મેલ,

થાક, પરસેવો, આળસ અને દાહનો નાશ કરે છે. અને તૈલ ચોળીને નહાવાનું લખેલું છે તે એટલાજ માટે કે તૈલ એ કૃષ ને પુષ્ટ કરે છે, તેમજ પુષ્ટ ને પાતળા કરે છે. વળી તૈલ ઝાડો બાંધે છે, કૃમિનો નાશ કરે છે, અને ટુંકામાં બધા રોગ મટાડવાને સમર્થ છે. નહાવામાં ઉના અને ટાઢા એ બન્ને પાણીનો ઉપયોગ કરવાની જરૂર છે. કહ્યું છે કેઃ—

**उष्णां बुनाऽधः कायस्य परिषेको बलावहः ।**
**तेनैव चोत्तमांगस्य बलहृत् केश चक्षुषां ॥**

અર્થ—ઉના પાણીએથી શરીરના નીચેના ભાગ ધોવાથી બળ વધે છે પણ માથા ઉપર જો ગરમ પાણી રેડયું હોય તો વાળ તથા નેત્રના બળનો નાશ થાય છે. માટે માથા ઉપર તથા મોઢા ઉપર હમેશાં ટાઢું પાણી રેડવું પણ અર્દિત વાયુના રોગવાળાને, નેત્ર, મુખ અને કાનના રોગવાળાને, અતિસાર, પેટ ચડવાનો રોગ, પીનસ અને અજીર્ણ રોગવાળાને તથા તરત જમેલાને નહાવુ એ હાનીકારક છે.

નાહ્યા પછી કસરત કરવી. કારણ કે તેથી શરીર હલકુ થાય છે, કામ કરવાનું સામર્થ્ય વધે છે, જઠારાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને તે કસરત શીઆળામાં તથા વસંતઋતુમાં મુખ્યત્વે કરીને કરવી. અને બીજી ઋતુઓમાં ઘણી થોડી તથા હલકી કસરત કરવી. કારણ કે અતિ કસરત કરવાથી ક્ષય, પ્રતમક નામે શ્વાસ, રક્તપીત્ત અને સત્વ હાની થાય છે. રક્તપીત્ત રોગવાળાએ, બાળક, અજીર્ણવાળાએ, કસરત કરવી નહિ. બળવાન તથા ચિકાસવાળું ભોજન જમનારાએ અરધા બળથી કસરત કરવી. અને તે થાકતા પહેલાં પડતી

મૂકવી. કસરત કરવાથી જલદીથી શરીર શિથિલ થતું નથી, તથા કસરત કરનાર માણસને જરા જલદીથી દબાવી દેતી નથી.

કસરત કર્યા પછી અન્ન સારી પેઠે પાચન થઇ ગયું હોય તો શરીરની પ્રકૃતિને માફક આવે એવું તથા માપ પ્રમાણે ખાવું. ખોરાકમાં દૂધ બહુ ઉપયોગી છે. પોષણ કરવાનાં સઘળાં તત્વો દૂધમાં રહેલાં છે. સ્ત્રી, ગધેડી, બકરી, ગાય અને ભેંસ એઓનું દૂધ ઉત્તરોત્તર એકએકથી વધારે પૌષ્ટિકછે; તેમ પચવામાં વધારે ભારી છે. બકરી તથા ગધેડીનું દૂધ નાનાં બચ્ચાંને વધારે માફક આવે છે. બચ્ચાંનેમાટે ગાયનું દૂધ વાપરવું હોય તો થોડી સાકર તથા પાણી નાખી પાવું. ઘણા રોગનો આધાર ખોરાકપર છે. વધારે ખોરાક ખવાય તો તે પચતો નથી. અને અજીર્ણ થાય છે. કાચું અનાજ ખાવાથી અપચો, ઝાડો, ચુંક, તથા મરડો થાય છે. પૃથ્વી ઉપર જુદી જુદી જાતનાં ધાન્યો થાય છે, તેમાંથી કેનો ઉપયોગ કરવો તે કહી શકાતું નથી, પણ જે દેશની જે પેદાશ તેનો ઉપયોગ કરવો. પણ સડેલ, જુનો, બગડેલ તથા વાશી ખોરાક ખાવો નહિ. ભૂખના પ્રમાણમાં ખાવું. જેમ વધારે ખોરાક ખાધાથી વ્યાધિ થાય છે, તેમ કમી ખોરાક ખાધાથી પણ વ્યાધિ થાય છે. જેમ ખોરાકથી વ્યાધિ વધે છે, તેમજ ખોરાકથી વ્યાધિ દૂર પણ થાય છે. ખોરાકની સાથે શાકભાજીની ખોરાકની પણ જરૂર છે, કારણકે તેથી કેટલીક જાતના રોગ થતા અટકે છે. ખોરાક બરોબર ચાવીચાવીને ખાવો ભૂખથી વધારે ઠાંસીને ખાવું નહિ. દરરોજ મુકર્રર વખતે ખોરાક લેવો, અને તેનો વખત ઘડી ઘડી ફેરવવો નહિ, દરરોજ એકજ

જાતનું ભોજન લેવું નહિ. જમતી વેળાં મનને ખુશી રાખવું તથા થોડી વાતચિત કરતા જવું. ઘણો થાક ચડેલો હોય ત્યારે ખોરાક લેવો નહિ. જમ્યા પછી તરત શરીરને કે મનને ઘણી મેહેનત આપવી નહિ. લાંબો વખત ભૂખ્યું રહેવું નહિ. જમ્યા પછી પંદર યા વીશ મિનિટ રહીને પાણી પીવું. અને તે શુદ્ધ પાણી પીવું. શુદ્ધ પાણી શરીરને સુખાકારી છે, અને અશુદ્ધ પાણી શરીરને દુઃખકારી છે. ખરાબ પાણીથી અજીર્ણ, અતિસાર, મરડો, કોગળીઉં, વિષમજવર, ગડગુમડાં, પથરીનો રોગ, ચામડીના રોગો, વિગેરે ઉત્પન્ન થાય છે. માટે જેમ બને તેમ વધારે સ્વચ્છ પાણીનો ઉપયોગ કરવો. જે પાણી કાદવથી મેલું થએલું હોય તથા લીલ, ઘાસ, પાંદડાં, વિગેરેથી છવાઇ ગએલું હોય, સૂર્ય કે ચંદ્રનાં કિરણ જેનાપર પડતાં ન હોય, તરતનું વરસેલું, અસ્વચ્છ, માટી વિગેરે મિશ્ર થવાથી જાડું થએલ, ભારે, ફીણવાળું, જેમાં જીવડા પડયા હોય તેવું, તડકે તપેલું, તથા અતિ ઠંડું પાણી પીવું નહિ જેનો જઠરાગ્નિ મંદ હોય, કે જેને ગુલ્મ, પાંડુ, ઉદરરોગ, અતિસાર, અર્શ, ગ્રહણી, અને સોજો એવા રોગ હોય તેણે પાણી પીવું નહિ, પણ તરસ ન વેઠાયાથી પીવું પડે તો ઘણું થોડું પીવું. તન્દુરસ્ત માણસે પણ શરદ્ તથા ગ્રીષ્મઋતુ સિવાય બાકીના કાળમાં થોડું થોડું પાણી પીવું. રોગી માણસને પાણી પીવું પડે તો ઉકાળેલુ પાણી ઠંડુ થયા પછી પીવું. પાણી ભોજનના મધ્યમાં પીવું કારણ કે તેથી ધાતુ સમાનતાને પામીને શરીર સુખાકારી અવસ્થામાં રહે છે. ભોજનની અંતે પાણી પીવાથી આમાશયમાં કફની વૃદ્ધિ થઇને તે કફ

આમાશયની ઉપરની તરફ રહે છે. તથા કફની વૃદ્ધિ થવાથી શરીર જાડું થાય છે. ભોજન પહેલાં પાણી પીવાથી જઠરાગ્નિ મંદ થાય છે, એ રીતે અંતમાં પાણી પીવાથી કફ વધે છે, તથા પહેલાં પાણી પીવાથી જઠરાગ્નિ મંદ થાય છે, માટે ભોજનના મધ્યમાં પાણી પીવું એ અભિપ્રાય છે.

વાયુસ્રાવ, ઝાડા, મૂત્ર, વિગેરેની શંકા હોવાથી તેને બળાત્કારે પ્રેરવાં નહિ, તેમજ તેને અટકાવવાં પણ નહિ, કારણ કે વાયુ, ઝાડો, પેશાબ, છીંક, તરસ, ભૂખ, ઉંઘ, ઠાંસો, મહેનતથી ચડેલો શ્વાસ, બગાસું, આંસુ, અને વીર્યપાત એ અટકાવવાથી મનુષ્ય વ્યાધિગ્રસ્ત થાય છે; તે એવી રીતે કે વાયુ અટકાવવાથી ગોળો ચડવાનો વ્યાધિ, ઉદાવર્તની પીડા, ગ્લાની, વાયુ, એ રોગો ઉત્પન્ન થાય છે; નેત્રનું તેજ અને જઠરાગ્નિ નાશ પામે છે; તથા છાતીના રોગો ઉત્પન્ન થાય છે. ઝાડો રોકવાથી કુલાના માંસમાં દરદ, સળેખમ, માથું દુ:ખવું, શરીરના ઉપરના ભાગમાં વાયુનો પ્રકોપ, પરિકર્ત, છાતીનું ભીસાવું, મોઢેથી ઉલટી, અને ઝાડો પડવો એ રોગો પ્રાપ્ત થાય છે. મૂત્ર રોકાવાથી શરીરમાં કળતર, પથરી, પેડુ, ઉપસ્થ અને અંડકોષ એ જગોએ વેદના વિગેરે રોગને પ્રવેશનો રસ્તો મળે છે. ઓડકાર રોકવાથી અરૂચી, કંપ, છાતી અને હૃદયનું ભીસાવું, પેટ ચડવું, ઠાંસો, હેડકી, વિગેરે રોગ ઉત્પન્ન થાય છે. છીંક રોકવાથી માથું દુખવું, ઈંદ્રિઓની નબળાઇ તથા અર્દિત નામે વાયુનો રોગ થાય છે. ભૂખ રોકવાથી અ-રૂચી, ગ્લાની અને કૃશતા ઉપજે છે; જઠરમાં શૂલ થાય છે, અને ફેર આવે છે. તૃષા રોકવાથી શોષ, શરીરની શીતળતા;

બહેરાપણું, મોહ, ચકરી, અને હૃદયનો રોગ થાય છે. નિદ્રા રોકવાથી મોહ, માથું, તથા આંખો ભારે થાય છે. ઠાંસો રોકવાથી ઉધરસ, શ્વાસ, અરૂચી, હૃદયનો રોગ, અને હેડકી થાય છે. શ્વાસ રોકવાથી ગુલ્મ, હૃદયનો રોગ અને મોહ ઉપજે છે. બગાસું રોકવાથી છીંક રોકવાથી જે રોગ ઉપજે છે તે થાય છે. આંસુ રોકવાથી શળેખમ, આંખમાં માથામાં અને હૃદયમાં પીડા, મન્યાસ્તંભ નામે વાત રોગ, અરૂચી, ભ્રમ, અને ગુલ્મ ઉપજે છે. ઉલટી રોકવાથી રતવા, કોઢ, આંખનો રોગ, ખસ, પાંડુરોગ, તાવ, ઠાંસો, શ્વાસ, હેડકી, તથા મોઢા ઉપર ખીલ તથા સોજો થાય છે. વીર્ય રોકવાથી વીર્યનું ઝરવું, ગુહ્ય અવયવોમાં વેદના, સોજો, તાવ, હૃદયની પીડા, પેશાબનો અટકાવ, શરીરનાં અંગોમાં કળતર, અંડકોષની વૃદ્ધિનો રોગ, પથરીનો રોગ, અને નપુંસકપણું, એવા વ્યાધિ ઉપજે છે.

પાંચ રાત્રી વ્યતીત થયા પછી નખ ઉતરાવવા, મુછ કતરાવવી તથા હજામત કરાવવી. તેથી પુષ્ટિ, ધન, આયુષ્ય, અને કાન્તિની પ્રાપ્તિ થાય છે. પણ યાદ રાખવું કે નાસિકામાંથી કદિપણ બાળ છુંટાવવા નહિ, કારણ કે તેથી જલદીથી દ્રષ્ટિ મંદ થાય છે.

હમેશાં માણસને શરીરમાં ચાર જાતની ઈચ્છા ઉત્પન્ન થાય છે, તે એ કે, ભૂખ, તરસ, ઉંઘ અને મૈથુન ઇચ્છા; તેમાં ભોજનની ઈચ્છા બંધ પડવાથી આળસ, અરૂચિ, શ્રમ, આંખનું દુર્બલપણું, ધાતુનો દાહ, અને બળનો ક્ષય થાય છે.

તરસ તથા ઉંઘ વિષે આગળ લખાઇ ગએલુ છે. અસભ્યતાના ડરથી મૈથુન ઇચ્છા વિષે બોલવું બંધ રાખું છું.

મનુષ્યે સવાર સાંજ બે વખ્ત ભોજન કરવું. વચમાં જમવું નહિ. ભોજનનું પાત્ર સોનાનું, રૂપાનું, કાંસાનું, પીતળનું યથાશક્તિ રાખવું. પણ માટીના વાસણમાં કદિ જમવુ નહિ. કારણકે એ અલક્ષ્મી પ્રાપ્ત કરનારૂં છે. ભોજનની શરૂઆતમાં થોડુંક મીઠું તથા આદુ ખાવું, તેથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, રૂચિ કરે છે, જીંહ્વા તથા ગળાના દોષનું શોધન થાય છે. ભોજન અતિ ઉનું તથા અતિ ટાઢું ન હોવું જોઇએ. ગુરૂઅન્ન અરધું પેટ ભરાય તેટલું ખાવું, તથા લઘુ અન્ન તૃપ્તિ થાય ત્યાં સુધી ખાવું. ભોજન કરતી વખ્ત બહુ ન બોલવું તથા કોઇની નિંદા કરવી તથા સાંભળવી નહિ. પેટના બે ભાગ અન્નથી ભરવા એક ભાગ પાણીથી ભરવો, તથા ચોથો ભાગ વાયુના ફરવા હરવા માટે ખાલી રાખવો. અતિ પાણી પીવાથી અન્ન પચતું નથી, તેમજ ન પીવાથી એજ દોષ ઉત્પન્ન થાય છે, માટે અગ્નિ પ્રદીપ્ત કરવાની ઈચ્છા રાખનાર પુરૂષે થોડું થોડું પાણી વારંવાર પીવું.

ત્યાર પછી શરીરને અતિ શ્રમ ન પડે તેમ આળસથી રહિત થઇ વ્યવહારનાં કાર્યો કરવાં. જમ્યા પછી તરત કદિ ઉંઘવું નહિ, કારણ કે તેમ કરવાથી કફ કોપે છે. અને અગ્નિનો નાશ થાય છે. જમી લીધા પછી ધીરે ધીરે સો પગલાં ચાલવું, તેથી શરીરને સુખ થાય છે. શયન ડાબી બાજુએ કરવું, ગ્રીષ્મ ઋતુસિવાય બીજી કોઇ પણ ઋતુમાં દિવસે સુવું નહિ.

આયુષ્યના ક્ષયના ભયથી માણસે કદિ પણ દિવસમાં સ્રીસંગ કરવો નહિ. શ્રુતિ કહે છે કેઃ—

**दिवा मैथुनं वर्जयेत् क्लीबा अल्पवीर्या**
**अल्पायुषाश्च प्रसूयन्ते तस्मा देतत् वर्जयेत् ॥**

અર્થ—દિવસે મૈથુનનો ત્યાગ કરવો, કારણ કે તેથી નપુંસક, અલ્પવીર્ય વાળાં તથા અલ્પાયુષ્ય વાળાં છોકરાં ઉત્પન્ન થાય છે. બીજે ઠેકાણે સ્મૃતિમાં લખેલ છે કેઃ—

**उन षोडश वर्षाया मप्राप्तः पंचविंशतिम् ॥**
**यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः सविपद्यत्ते ॥**
**जातो वान चिरं जीवेत् जीवेद्वादुबलेंद्रियः ॥**

અર્થ—સોળ વર્ષની અંદર ઉપરની સ્રીમાં પચીશ વર્ષે નહિ પહોંચેલ પુરૂષ જો ગર્ભાધાન કરે તો જે બાળક ઉત્પન્ન થાય છે તે લાંબો વખત જીવતું નથી. અથવા જીવે તો તેની ઇંદ્રિઓ દુર્બળ હોય છે.

**तस्मा दसंत बालायां गर्भाधानं न कारयेत् ॥**

તેટલા માટે અત્યંત બાળક સ્રીમાં ગર્ભધાન કરવું નહિ તેમજ

**अति वृद्धायां दीर्घ रोगिण्यां अन्येनवा**
**विकारेण उपसृष्टाया गर्भाधानं नैव कुर्वीत ॥**
**पुरुषस्याप्येवं विधस्यत एव दोषा संभवन्ति ॥**

અતિ વૃદ્ધ, ઘણા કાળથી રોગિણી, અથવા એવા બીજા કોઇપણ વિકારથી યુક્ત સ્રીમાં ગર્ભ ધારણ કરવો નહિ. એ પ્રમાણે પુરૂષનું પણ સમજવું. આ ઉપરથી ખુલ્લું જણાય છે કે

પુરૂષે કયારે પરણવું તથા સ્ત્રી પુરૂષવચ્ચે કેટલા વર્ષને તફાવત રાખવો જોઇએ. પણ હાલમાં તે પ્રમાણે કોઇ વર્તતું નથી, અને તેથીજ આપણી આર્યપ્રજા દુર્બળ થતી જાય છે. આ વિષે લખવા માંડીએ તો પારજ ન આવે માટે પાછો મારી મૂળ મતલબ ઉપર જાઉં છું.

નવું અન્ન, જમવામાં દૂધનો ખોરાક, ઘી, તથા ઉને પાણીથી નહાવું એ પ્રાણને આપનારાં છે. તથા વૃદ્ધ સ્ત્રી, તાજું દહિ, પ્રાતઃકાળમાં મૈથુન તથા નિદ્રા એ જલદીથી પ્રાણનો નાશ કરનાર છે. બધી ઋતુમાં ત્રીજે ત્રીજે દિવસે મૈથુન કરવું તથા ઉનાળામાં પંદર પંદર દિવસે મૈથુન કરવું પુરૂષે સ્ત્રીસંભોગ સંધ્યાકાળ, પ્રાતઃકાળ, અમાવાસ્યા, પૌર્ણિમાં, ગાઇ છોડતી વખત, મધ્યરાત્રીએ એ વખતે કદિ કરવો નહિ. ખુબ જમેલાએ, દરદીએ, તૃષાર્ત્તે કે બાળકે મૈથુન કરવું નહિ. રજસ્વાલા, મલિન, કદરૂપી, વર્ષે મોટી, રોગ પીડીત, વ્યંગ, દ્રેષ કરનારી, યોની રોગથી યુક્ત, સગોત્ર, ગુરૂપત્નિ, પરસ્ત્રી, વિરક્ત, એવી સ્ત્રીઓ મૈથુનના કામમાં અયોગ્ય છે. ગર્ભીણી સ્ત્રીને છ માસ સુધી ભોગવવી. પ્રસવ થયા પછી બે મહિને સ્ત્રી સંગ કરવો. રજસ્વલા સ્ત્રીનો ઉપભોગ કરવાથી નેત્ર તથા કાન્તિનો નાશ થાય છે. ગર્ભીણી સ્ત્રીનો ઉપભોગ કરવાથી ગર્ભને ઘણી પીડા થાય છે. રોગી સ્ત્રીનો ઉપભોગ કરવાથી બળનો ક્ષય થાય છે. અતિ મૈથુન કરવાથી ઉધરસ, જ્વર, દમ, કૃષપણું, પાંડુરોગ, ક્ષયરોગ, વિગેરે રોગો ઉત્પન્ન થાય છે.

સર્વ પ્રાણીઓની તમામ પ્રવત્તિઓ સુખને અર્થે માનેલી છે, અને સુખ ધર્મ વિના મળતું નથી. માટે ધર્મમાં

તત્પર રહેવું. આપણું સુભ ઇચ્છનાર મિત્રોનું પ્રેમથી સેવન કરવું, તથા શત્રુઓથી વેગળે રહેવું, પ્રાણીઓનો ઘાત, ચોરી તથા વ્યભિચાર એ ત્રણ પ્રકારનું કાયિક પાપકર્મ; તથા ચાડી-આપણું, કઠોર વચન, અસત્યવચન અને અમર્યાદ ભાષણ એ ચાર વાચિક કર્મ; પ્રાણીની હિંસા કરવાનો વિચાર, અદે-ખાઇ, શાસ્ત્રદ્રષ્ટિએ વિપરીત જણાય તે ઘાટ, એ ત્રણ માનસિક પાપ, એમ દશ પ્રકારનાં પાપ કર્મ શરીર વાણી અને મન વડે થાય છે તે તજવાં. જેને કાંઈ જીવીકા ન હોય, જેઓ વ્યાધિ ગ્રસ્ત હોય, તથા જેઓ કાંઇ દુઃખ આવી પડવાથી શોકાતુર હોય તેમની શક્તિ પ્રમાણે સંભાવના કરવી. કીડા અને કીડીઓ સરખાંને પણ હમેશાં પોતાના સમાન જેવાં મતલબ કે સુખ દુઃખાદિક લાગણીઓમાં તેઓ પણ પોતાના સમાનજ છે, એમ જાણી તેમના પ્રત્યે વર્ત્તવું. કીડી કીડાને પણ આત્મસમાન ગણવાં તો પછી પશુ પક્ષી અને મનુષ્ય પ્રત્યે તેવી વર્ત્તણુક રાખવી એ તો સ્પષ્ટજ છે. દેવ, ગાય, બ્રાહ્મણ, વૃદ્ધ, વૈદ્ય, રાજા અને અતિથી એમનું પૂજન કરવું. વૃદ્ધ એટલે કેવળ વયોવૃદ્ધજ ન સમજવા, પણ શીળ વૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ વિગેરે પણ જાણવા. રાજા શબ્દ વડે તેણે અધિકાર આપેલા પુરૂષો પણ જાણવા. યાચકને ના કહી વિમુખ કરી કાઢવો નહિ. તેનું અપમાન ન કરવું. શત્રુ અપકાર કર-વામાં તત્પર હોય એમ છતાં તેના પર ઉપકાર કરવાની ટેવ રાખવી. ઉપકાર કે અપકાર કરવામાં સર્વદા કોઇ સફળ થતું નથી. પણ તેવો પ્રસંગ મળી આવે છે ત્યારેજ બની આવે છે. માટે ઉપકાર કરવાની તક ઈશ્વર કૃપાએ મળી આવે તો

તે શત્રુ પ્રત્યે હોય તથાપિ ખોવી નહિ, પણ ઉપકાર કરી લેવો.

સંપત્તિ વિપત્તિમાં સદા એક સરખું મન રાખવું, એટલે સંપત્તિમાં હર્ષ ન પામવો, કે મદાંધ ન થવું, તેમ વિપત્તિમાં શોક ન રાખવો કે દીન ન થવું.

ઈર્ષ્યા હેતુ ઉપર કરવી, ફળ ઉપર નહિ; મતલબ કે વિદ્યાદિ ગુણથી માન મળે છે તો વિદ્વાનનું માનભંગ કરવાની ઈચ્છા ન રાખતાં તે માનનો હેતુ જે વિદ્યા.તે પોતાનામાં લાવી તેના બરોબર થવા ઈચ્છા રાખવી. એમ કરેલી ઈર્ષ્યા દુર્ગુણ નહિ પણ ગુણરૂપ થાય છે.

પ્રસંગ આવેજ બોલવું; અને તે હિતકાર થોડુંજ, સાચું તથા કર્ણપ્રિય બોલવું; પ્રથમ બોલનાર થવું, હસમુખા, સદાચરણી તથા દયાથી કોમળ થવું. એકલા સુખ ભોગવી ખુશી ન થવું. સર્વ જગોએ વિશ્વાસુ તેમજ વહેમી પણ ન થવું. કોઇ માણસ મારો શત્રુ છે કે ફલાણાનો હું શત્રુ છું, એમ કોઇ દિવસ કોઈની આગળ પ્રગટ ન કરવું. પોતાનું કે પારકું અપમાન થયું હોય તે પણ પ્રગટ ન કરવું. સામા માણસની પ્રકૃતિ જોઇને જે માણસ જેમ ખુશી થાય તેમ તેની સાથે વર્ત્તવું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણેમાં એકે ન થતું હોય એવો ઉદ્યમ કરવો નહિં, આચારમાં મધ્યમ માર્ગે ચાલવું. એકાદ જગોએ છેકજ આશક્તિ કરી દેવી નહીં. મૈત્રી સારા પુરૂષો તેમજ નઠારા પુરૂષો સાથેજ રાખવી. ઉદ્યમથી કદી પાછા હઠવું નહિ મનના વેગ તેમજ સ્વભાવિક વેગને ધારણ કરવા નહિ. ઇંદ્રિઓને પીડા આપવી નહિ; તેમ તેઓને અતિ લડાવવી નહિ. બળવાનની સાથે યુદ્ધ ન કરવું. માથે ભાર કદી

ઉપાડવો નહિ. શત્રુનું તથા ગુણિકાનું અન્ન કદીપણ ખાવું નહિ. કાઇનું જામીન થવું નહિ. ખોટી સાક્ષી આપવી નહિ. જુઠું કદિ બોલવું નહિ જુગારીથી દુર રહેવું. સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો તથા તેમને સ્વતંત્રતા આપવી નહિ. એ પ્રમાણે સદાચારમાં તત્પર રહી દિવસ ગુજારવા.

## ચિકિત્સા પ્રકરણ.

ઘણા મનુષ્યો એમજ સમજે છે કે જો આયુષ્ય હોય તો ચિકિત્સાની કાંઇ જરૂર નથીઃ કારણ કે આયુષ્ય એજ જીવવાના કારણરૂપ છે, માટે ચિકિત્સાની શી જરૂર છે? પણ તેઓ સમજતા નથી કે આયુષ્ય હોય તોપણ ચિકિત્સાનું ફળ વેદના અટકે એ છે. તે વિષે ચરક નામના વૈદ્યકશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

सति चायुषिनो पायं विनोत्थातुं क्षमोरुजी ॥
दर्शित श्चात्र द्रष्टांतः पंकलग्नो यथागजः ॥

અર્થ—આયુષ્ય છતાં પણ રોગી ઉપાય કર્યા વિના ઉઠી શકતો નથી. જેમ કાદવમાં કોઇ હાથી ખુંચી ગયો હોય તે જેમ નીકળી શકતો નથી. માટે આયુષ્ય છતાં જો ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી મરણ પામે છે. વળી કેટલાએક વૈદ્યશાસ્ત્રીઓના એવા મત છે કે દરદી શ્વાસ લેતો હોય તોપણ ચિકિત્સા તો કરવી. એની મતલબ માત્ર એટલીજ સમજવી કે જો દરદના અસાધ્યપણાંમાં સંદેહ હોય તેની ચિકિત્સા કરવી; પણ શાસ્ત્રદ્રષ્ટિથી અને અનુભવથી જો અસાધ્ય જણાય તો તેની ચિકિત્સા કરવી નહીં. કારણ કે કહ્યું છે કેઃ—

सदवैद्यास्तेनयेऽसोध्यानारभन्तेचिकित्सितुम ॥

જેઓ અસાધ્યની ચિકિત્સા કરવાનો આરંભ ન કરે તેઓનેજ સારા વૈદ્ય જાણવા એવું શાસ્ત્રનું વચન છે.

વૈદ્ય જે પદાર્થથી રોગને મટાડે તે પદાર્થ ઔષધ કહેવાય છે. તે ઔષધ કેવું હોવું જોઇએ તે વિષે આગળના વિદ્વાન વૈદ્યોનો નીચે પ્રમાણે મત છેઃ—

જે ઔષધ સારી જગામાં ઉત્પન્ન થએલું; સારા દિવસમાં લીધેલું, થોડી માત્રા છતાં ઘણો ગુણ કરનારૂં, યોગ્ય ગંધવાળું, યોગ્યવર્ણવાળું, દોષને હણનારૂં, શરીરમાં ગ્લાની નહિ આપનારૂં, અને વધારે દેવાઇ જાય તોપણ વિકાર વગરનું હોય તે ઔષધ જોઇ વિચારીને સમયસર દેવામાં આવે તો તેથી ગુણ થાય છે.

વ્યાધિની ગુરૂતા તથા વ્યાધિની અલ્પતા, આકૃતિ, ધૈર્ય, અને દેહ તથા બળ અને નિર્બળતાના પ્રમાણમાં વિપરિતપણે દેખાય છે માટે વૈદ્યે સાવધાન થવું જોઇએ. જે નામનાજ માત્ર વૈદ્ય હોય છે તે વ્યાધિની આકૃતિ માત્ર જોઇને ગુરૂવ્યાધીને લઘુ માને છે તથા દોષ બહુ અલ્પ છે એમ માની ચિકિત્સા કરવામાં ભૂલ ખાય છે; અને વ્યાધી ભારે છતાં પણ અલ્પ વ્યાધિને યોગ્ય હલકું તથા ઓછું ઔષધ આપે છે. આ પ્રમાણે લઘુ વ્યાધીને આકૃતિ માત્રથી ભારે વ્યાધી માની ભારે વ્યાધિને યોગ્ય ઔષધ આપે છે અને એમ થવાથી રોગીનું અહિત થાય છે. એ પ્રમાણે રોગીની ગતિ ન જાણી શકાય એવી છે. માટે નિરંતર આયુર્વેદના અભ્યાસમાં તત્પર રહી તેને અનુસરી તથા પોતાના બુદ્ધિબળથી રોગનો નિશ્ચય

કરી એવું ઔષધ આપવું કે જેથી રોગ નિશ્ચે મટી જાય. ઔષધ ખાવાના દશ કાળ વૈદકશાસ્ત્રમાં કહેલા છે. ૧ ઔષધ ખાઇને પચી ગયા પછી અન્ન ખાવું. ૨ ઔષધ ખાઇને તરતજ અન્ન ખાવું, ૩ ભોજનના મધ્યમાં ઔષધ ખાવું, ૪ ભોજનના અંતમમાં ઔષધ ખાવું; ૫ એક કોળીયો ખાઇને ઔષધ ખાવું; પછી બીજો કોળીયો ખાઇને ઔષધ ખાવું; એ પ્રમાણે અકેક કોળીયા પછી ઔષધ ખાવું, ૬ કોળીયા ભેગું ઔષધ ખાવું. ૭ આખો દિવસ વારંવાર ઔષધ ખાવું. ૮ ભોજનની સાથે મેળવીને ઔષધ ખાવું. ૯ જમ્યા પહેલાં અને જમ્યા પછી ઔષધ ખાવું. ૧૦ રાત્રે સુતી વખતે ઔષધ ખાવું.

જે રોગમાં કફ કોપ્યો હોય અને રોગ બળવાન હોય, તથા રોગી પણ બળવાન હોય તથા ઔષધ ખાધા પછી તે પચી જાય ત્યારે અન્ન ખાવું. અપાનવાયુ કોપ્યો હોય ત્યારે ઔષધ ખાઈને તરત ભોજન કરવું; સમાન વાયુ કોપ્યો હોય ત્યારે ભોજનની મધ્યમાં ઔષધ ખાવું; વ્યાન વાયુ કોપ્યો હોય ત્યારે ભોજનની અંતમાં ઔષધ ખાવું; પ્રાણવાયુ કોપ્યો હોય ત્યારે કોળીએ કોળીએ ઔષધ ખાવું; ઓકારી, હેડકી, તરસ શ્વાસ, ઠાંસો, વીગેરે રોગોમાં વારંવાર ઔષધ ખાવું. નાના પ્રકારની અરૂચિમાં અન્નની સાથે ઔષધ ખાવું. કંપ વાયુ, અક્ષેપનામે વાયુ, અને હેડકીના રોગમાં રોગીએ હલકું અનાજ ખાવું. તથા ભોજનની પહેલાં અને પછી ઔષધ ખાવું. કઠના ઉપલા ભાગમાં રોગ થયો હોય તો રાત્રે સુતી વખતે ઔષધ ખાવું.

# ઔષધો, તેનાંગુણ, બનાવટ, તથા માત્રા.

**અજમા**—ઉપયોગ–ચુંક, અજીર્ણ, પેટનાવાયુ, ઉલટી, અજીરણથી થએલો ઝાડો, કોલેરાનો ઝાડો, વગેરે દરદો ઉપર અપાય છે. માત્રા વાલ ૫. ઝીણો ભૂકો કરી પાણી સાથે ઉતારી જાવો.

**અતિવિષની કળા**—(અતવશેકની કળી) મુખ્યત્વે કરીને સતતજવર અને આંતરીઆ તાવ ઉપર વપરાય છે, તથા ચૂંક, ઉલટી, તૃષા, કરમ, હરસ વગેરે દરદો ઉપર અપાય છે. માત્રા–મોટા માણસને માટે તાવમાં વાલ ૫ ઉના પાણી સાથે દરેક ત્રણ ત્રણ કલાકે તાવ હોય ત્યાં સુધી આપવું છોકરાંનાં દરદો જેવાં કે, તાવ, ઉધરસ, દમ, શ્વાસ, ભરાઇ આવવું, વિગેરે ઉપર વાલ ૧ ભૂકો કરી મધ સાથે મેળવી દિવસમાં ત્રણ વખત આપવું આ દવા બાળકોના દરદો માટે અતિ ઉત્તમ છે.

**અફીણ**—ઉપયોગ–ઝાડો, ઉલટી, ખાંસી, દમ વીગેરે ઉપર અપાય છે. હરસ દૂઝતા હોય અને તે જગાએ સોજો હોય અને હાથ લગાડવાથી મૂળદ્વાર ગરમ લાગતું હોય તો ચોખાના લોટમાં થોડું અફીણ મેળવી પોટીસ બનાવી બાંધવી; તેથી સોજો ઉતરે છે, અને દુઃખ ઓછું થાય છે ઉના પાણી સાથે થોડું અફીણ મેળવી તે પાણીનો શેક કરવાથી દુઃખતી આંખો મટે છે અને આંખનો સોજો ઉતરે છે. દાઢનો કોતર પડી દુખાવો થયો હોય તો એક ઘઉંના દાણાભાર અફીણને કોતરમાં મૂકી રાખવું અને લાળ બહાર કાઢી નાખવી. કાનમાં ચસકા નીકળતા હોય તો એક ભાગ અફીણ

અને દશ ભાગ મીઠું તેલ મેળવો તે તેલને ગાળી લઇ તેનાં બે ત્રણ ટીપાં કાનમાં નાખવાં.

દરેક જાતના વા, કમરનો દુખાવો, ગાલપચોરાં, લચક વીગેરે દરદો ઉપર એક ભાગ કપુર, ચાર ભાગ મીઠું તેલ, અને એક ભાગ અફીણ સાથે ચોળવી દુખતા ભાગ ઉપર સહન થાય તેમ ચોળવું આ તેલ મોટી ઉધરસ થએલ છોકરાંને વાંસાપર ઘસવાથી ઘણો ફાયદો કરે છે સાદા ઝાડા તથા લોહીના ઝાડા ઉપર એક વાલ અફીણ અને છ વાલ અતવસેકની કળીનો ભૂકો મધમાં મેળવી ચોવીશ ગોળી વાલવી અને તેમાંથી એક ગોળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવી. ખાંસીને માટે પણ આ ગોળી ઘણો સારો ફાયદો કરે છે. કાંઇપણ અકસ્માતથી પ્રસવ થયો હોય, અને તેથી રૂધિરસ્રાવ અને વેદના બહુ થતાં હોય તો ફકત એકવાલ અફીણની છ ગોળી કરી દર ત્રણ ત્રણ કલાકે એકેકી ગોળી આપવી. આંચકી ઉપર ઉપરની ફકત અફીણની ગોળી મોટા માણસને કલાકે કલાકે તથા બાળકને બબે કલાકે એક એક આપવાથી ઘણુંજ ફતેહમંદ પરીણામ આવે છે. મધુપ્રમેહમાં પણ ઉપરની ગોળીથી ઘણો સારો ફાયદો થવાનો સંભવ છે. છોકરાંને આમણ (ગુંઠ) નીકળતી હોય તો અરધો વાલ અફીણ તથા એક વાલ કોકમનું ઘી સાથે મેળવી ગોળી બાંધી મૂળદ્વારમાં ચડાવવી. તેથી આમણ બેસી જાય છે. એજ ગોળી મૂળદ્વારમાં રાખવાથી હરસનું દૂઝવું બંધ થાય છે.

**આકડો**—ઉનાળામાં આકડાનાં મૂળીઆં કાઢી ધોઇ સાફ કરી છાંએ સૂકવી ઉપરની છાલ કાઢી લેવી. પછી છા-

લનો ભૂકો કરી તે ભૂકો મજબુત બુચ વાળી બાટલીમાં રાખી મૂકવો. ઉપયોગ—ઉલટી કરાવવી હોય તો આ ભૂકો આશરે છ વાલ મોટી ઉમરના માણસને ગરમ પાણીમાં આપવો, તેથી ઉલટી બહુ થાય છે. વળી એજ ભૂકો વાલ અરધો મધ સાથે આપવાથી વાતરકત (પત) ઉપદંશ, નબળાઇ, ઝાડો, મરડો, સંધીવા આંચકી વીગેરે દરદોને દૂર કરે છે. વળી આ ભૂકો વાલ ૩ અરધી રતી મધ સાથે મેળવી ચાટવો. તેથી તરતનો થએલો લોહીનો ઝાડો દૂર થાય છે. આ દવા ખાધા પછી એક કલાક સુધી પાણી પીવું નહિ, તથા બિછાનામાં ચતું સુઇ રહેવું. આ આકડાની છાલનો ભૂકો વાલ ૧ તથા અફીણ વાલ ૧ મધ સાથે મેળવી છ ગોળી કરી તેમાંથી એક એક સાંજ સવાર ઉપર લખેલા દરદો ઉપર આપવી.

**એરંડીઉં તેલ**—એરંડ તૈલ ઘણીજ સરસ જુલાબની દવા છે. મુખ્યત્વે કરીને બચ્ચાંઓને માટે અને પ્રસવ થયા પછી સ્ત્રીઓને માટે ઘણું ઉપયોગી છે. એકથી દશ વર્ષની અંદરનાં છોકરાંને માટે રૂા. ૧ ભાર દૂધ સાથે પીવું. અને મોટી ઉમરના માણસે રૂા. ૨ાા ભાર દૂધ સાથે પીવું બાળકને બીજો કોઇ જાતનો જુલાબ નહિ આપતાં ફકત એરંડ તૈલનો જુલાબ આપવો. વા ના દરદવાળાને દર અઠવાડીએ એરંડ તૈલનો જુલાબ આપવો. એરંડ તૈલને દેશી વૈદ્યકશાસ્ત્ર 'વાત ગજકેસરી' કહીને બોલાવે છે. (વાતરૂપી હાથી તેનાપર જેમ કેસરીસિંહ તેમ) અજીર્ણ ચૂક મળાવરોધ, ગુલ્મ, મરડો, ત્વચારોગ, ઇત્યાદિ રોગોપર તૈલનો જુલાબ ઘણોજ ફતેહમંદ છે.

**કર્પીલો**—આ દવા ઝીણા કરમ ઉપર તથા ચપટા કરમ,

જેને અંગ્રેજીમાં ટિનિયા અને ટેપવર્મ કરીને બોલાવે છે તેને માટે ઘણી ઉપયોગી છે. મોટી ઉમરના માણસને તોલો અરધ મધ સાથે આપવી, તેથી ઝાડો ખુલાસેથી આવે છે તથા તેની સાથે થોડો મરડો તથા ઓકારી પણ આવે છે, અને ઘણું કરીને ચોથા ઝાડામાં જીવડા મુવેલ સ્થિતિમાં બહાર નીકળી જાય છે.

કપૂર—કપૂરનાં તેલની બનાવટ—એક ભાગ કપૂર તથા ચાર ભાગ મીઠું તેલ, બન્ને સાથે મિશ્રણ કરવાં. આ તેલ જુનો સંધીવા, કમરનો દુખાવો, સાંધાનો સોજો, ગાંઠાનો સોજો, લચક, કચર, અને ઘણું કરીને સ્ત્રીઓ જ્યારે સગર્ભા તથા રજસ્વલા થાય છે ત્યારે તેમને કમરમાં જે દુખાવો થાય છે તેનાપર ઘણું ઉપયોગી છે. આ તેલ સાંજ સવાર દશ મિનિટ સુધી દુખતા ભાગ ઉપર સારીપેઠે ચોળવું. જુના સંધીવાવાળાએ છ વાલ કપૂર અને એક વાલ અફીણ સાથે મેળવી તેની છ ગોળી કરવી; અને તેમાંથી હમેશાં એક એક સાંજે સુતી વખત ગળવી. આ ગોળીથી ઘણોજ પરશીનો છૂટે છે, અને દરદ શાંત થાય છે. આ ગોળીથી જ્યારે ઘણો પરસીનો થાય ત્યારે કપડાં બદલવાં દમને માટે અરધ વાલ કપૂર અને અરધો વાલ હીંગ બન્ને સાથે મેળવી એક ગોળી કરવી. આ ગોળી ત્રણ ત્રણ કલાકે દમના દરદીને દમ ચડેલ હોય ત્યારે આપવી. વળી આ ગોળી છાતીના અતિશય દુખાવાને શાંત કરે છે. ઉપર બતાવેલી કપુર અને અફીણની ગોળી બધી જાતના ધાતુ વિકારના રોગો ઉપર હંમેશા અરધી અરધી સાંજે સુતી વખત આપવી. તેમજ એ ગોળી પ્રમેહનાં

દરદમાં જ્યારે નસનો દુખાવો અથવા તાણ થાય છે ત્યારે આપવી. તેથી નસનો દુખાવો તરત શાંત પામે છે, અને તાણ આવતું નથી. અરધી ગોળીથી ફાયદો ન થાય તો એક એક ગોળી આપવી. સ્ત્રીઓને ગર્ભાશય અને સ્ત્રીઅંડમાં ચસકા આવતા હોય ત્યારે ફક્ત એક વાલ કપૂરની ગોળી ગુહ્ય ભાગમાં પેરવી.

પ્રસવ થયા પછી કોઇ વખત સ્ત્રીઓને આંચકી થઈ આવે છે, ત્યારે રૂ. ૨ાા ભાર એરંડતેલ લઇ તેમાં એક વાલ કપૂર મેળવી ગરમ પાણી સાથે પાવું. જીર્ણજ્વર, અછબડાં, તાવ, શીળી, અને ઓળીમાં જ્યારે દરદી બકે છે, ઉંઘ આવતી નથી, અને સન્નિપાત જેવાં ચિન્હ જણાય છે ત્યારે ઉપર બતાવેલી કપૂર અને હિંગની ગોળી દરેક ત્રણ ત્રણ કલાકે એકેક આપવી ઘણા લાંબા કાળ સુધી ખીટલામાં પડી રહેવાથી શરીરમાં ભાઠાં પડે છે ત્યારે થોડા કપૂર સાથે દેશી દારૂ (અરક) અથવા બ્રાંડી મેળવી તે ભાગ ધોવાં.

**કરીઆતુ**—ઉત્તમ, કડવી, પૌષ્ટિક, દવા છે. સઘળી જાતની નબળાઈ, અજીર્ણ, અગ્નિમંદ, વગેરે દરદો ઉપર કરીઆતાંનો ઉપયોગ નીચે પ્રમાણે કરવો.

કરીઆતાનો અધકચરો ભૂકો એક ભાગ લઇ વીશ ભાગ ઉના છણછણતાં પાણીમાં નાંખી ઉતારવો. ઠર્યા પછી પાણી ગાળી લેવું. તેમાંથી સવાર સાંજ રૂ. ૨ાા ભાર પીવું.

**કાથો**—(ઢવડીઓ કાથો) તાવ વિનાના સાદા ઝાડામાં ઘણો ઉપયોગી છે. બે વાલ કાથાનો ભૂકો, અને તેટલીજ તજ મધ અથવા ગોળ સાથે મેળવી દિવસમાં ત્રણ વખત

આપવું. અને સાંજની વખતે આપવાની આ દવામાં અરધી રતી અફીણ મેળવીને આપવું. આ દવા પુખ્ત ઉમરના માણસને માટેજ છે. બાળકને આપવી હોય તો અરધો વાલ કાથાનો ભૂકો અને અરધો વાલ તજનો ભૂકો મધ અથવા ગોળ સાથે મેળવી આપવું.

કોઈ પણ જાતની પરાની દવાથી મોઢામાંથી લાળ પડતી હોય અથવા મોઢાંમાં ચાંદાં પડયાં હોય અથવા અવાળુ ચડયાં હોય તો કાથાનો એક નાનો કટકો મોઢામાં રાખવો. તેમજ સાદ બેસી ગયો હોય તો ગરમ પાણીમાં કાથો મેળવી કોગળા કરવા.

દાઢનાં સડી જવાથી તેમાં દુખાવો થતો હોય તો દાઢની અંદર કાથાની કણી દબાવવી. જુનાં સડતાં ચાંદાં, ચાંદી, ધારાં, તથા ગંધાતું પરૂ નીકળતું હોય તેવાં ધારાંને વાસ્તે નીચે લખેલા કાથાના મલમનો ઉપયોગ કરવો. આઠ ભાગ એકસો પાણીથી ધોએલ ઘી લઇ, તેમાં એક ભાગ કાથાનો લૂગડેથી ચાળેલો બારીક ભૂકો તથા પા ભાગ મોરથુ-થુનો ઝીણો ભૂકો મેળવી ઘુંટીને મલમ કરવો, અને તે ઉપર જણાવેલાં દરદો ઉપર પટી કરી લગાવવો.

**કારીખાર**—આ એક અમૂલ્ય દવા છે, તેનો ઉપયોગ જુદા જુદા દરદો ઉપર જુદે જુદે પ્રકારે થાય છે.

આંખ દુખવા આવી હોય તો એક રતી કારીખારને અઢી રૂ. ભાર ગુલાબજળમાં મેળવી તેમાંથી બે ચાર ટીપાં આખમાં સવાર સાંજ નાખવાં. આ દવા ફૂલાંને પણ સારો

ફાયદો કરે છે. કાન વહેતો હોય તો કાનને ઉના પાણીની પીચકારીથી ધોઈ સાફ કરી, ઉપરનાં કારીખારનાં પાણીનાં બે ત્રણટીપાં કાનમાં નાખવાં. ચાંદાં, ધારાં, મોઢાનાં છારાં ચાંદી ઉપર કારીખાર વાલ ૨) તથા ગુલાબજળ રૂ. ૨ાા ભાર સાથે મેળવી ચોપડવું. પ્રમેહમાં રસી બંધ કરવા માટે અરધી રતી કારીખાર તથા ગુલાબજળ રૂ. ૨ાા ભાર મેળવી પીચકારી મારવી. હરકોઈ જગાપર મસ થયા હોય તો તે જગાપર જરા સ્વચ્છ પાણીનું ટીપું મૂકી તેનાપર કારીખારની કટકી ચોપડવી આમ થોડા દિવસ કર્યાથી મસ બળી જાય છે. દાદર અને ખરજવાં ઉપર પાણી ચોપડી કારીખારની કટકી ભૂસવી. જ્યારે પોપડા બંધાઈ જાય ત્યારે ઘઉંના લોટની લુપરી (પોટીસ) કરીને દાદર તથા ખરજવાં ઉપર બાંધવી એ પ્રમાણે જ્યાં સુધી દરદ નાબુદ થાય ત્યાં સુધી કરવું. કુતરા વગેરેના ઝેરી ડંખ ઉપર કારીખાર ચોપડી તે ભાગ બાળી નાખવો. રતવા થયો હોય તો તે વધારે ફેલાવો ન પામે માટે કારીખારની અડખે પડખે લીંટી કરી જવી. તેમજ વાંસામાં અદીઠ ગુમડું (પાઠું) થયું હોય તો તેની પણ મર્યાદા કારીખારથી બાંધી શકાય છે.

કારીખારની બનાવટની દરેક દવા કાચના બુચવાળી કાળા રંગની શીશીમાં રાખવી. આ દવા શરીરના બીજા કોઈ પણ ભાગ પર અથવા લુગડાંપર ન અડે તેની સંભાળ રાખવી.

**કીલ**—ધોળો કીલ ૫ ભાગ, કોકમનું ઘી ૮ ભાગ, મીણ ૨ ભાગ; એ ત્રણે વસ્તુને ધીમી આંચથી સાથે પીગળાવવાં. તમામ સાથે મળી જાય ત્યારે ઉતારી ઠારવાં. પછી

તેમાંથી પટી કરી ગમે તે જાતનાં ગુમડાં, પાઠાં, ધારાં ઉપર લગાવવી.

**ગળો**—ઔષધના કામમાં મુખ્યત્વે કરીને આંબા, લીંબડા, તથા વડ ઉપરની ગળો વાપરવી. ટાઢીઓ તાવ, પિત્તજ્વર, જીર્ણજ્વર, ઉપદંશ, હરસ, ત્વચારોગ, કોઢ, નબળાઈ, ખાંસી, દમ, પ્રમેહ, ધાતુક્ષય, પ્રદર, રક્તસ્રાવ, સંધીવા, વીગેરે ઉપર બહુ વપરાય છે. તેના ઘણા સારા ગુણ ઉપરથી તેને "અમૃતવલ્લી" કહે છે. અઢી તોલા ગળો કચરીને સવાશેર પાણીમાં નાખી, તેને અરધે અરધે કલાકે મસળવું. એમ ચાર વખત મસળ્યા પછી પાણી ગાળી લેવું. તેમાંથી રૂ. રાા ભાર પાણી લઈ તેમાં થોડું મધ નાખી ઉપરનાં દરદો ઉપર સાંજ સવાર પીવું.

**ગોખરૂ**—આ દવા ધાતુક્ષય, અશક્તિ, મૂત્રરોધ, (પેશાબનું અટકવું), પાણવી, પરમીઓ, ઉનવા, તાવ, અને અરૂચિ ઉપર અપાય છે. ગોખરૂને પાણીમાં રાખવાથી ચીકાશ આવે છે. તે પાણીમાં થોડી સાકર નાખી પીવાથી પ્રમેહમાં થતી બળતરા જલદી બંધ થાય છે. બીજાં દરદો ઉપર ગોખરૂનો ભૂકો, શેશગુંદર, સાજીખાર, સરખે ભાગે મેળવી તેમાંથી પાંચ વાલ દિવસમાં ત્રણ વખત ફાકી ભરવી, ને ઉપર ઠંડુ પાણી પીવું.

**ગંધક**—આ ચામડીના સઘળા રોગોને માટે બહુ ઉપયોગી છે, અને તે નીચે પ્રમાણે વપરાય છે. એક ભાગ ગંધકનો બારીક ભૂકો, અને છ ભાગ કોકમનું ઘી બન્ને સાથે મેળવી, મલમ કરવો, આ મલમ ખસ ઉપર પંદર વીશ મિ-

નિટ સુધી ફોલ્લા ફૂટી જાય તેવી રીતે ઘસવો. તેમજ બીજાં ચામડીનાં દરદો ઉપર પણ ઉપયોગ કરવો. આ મલમ ઓછામાં ઓછા ચાર કલાક સુધી શરીરપર રહેવા દઇ પછીથી સાબુ તથા ગરમ પાણીવડે ધોઇ નાહી લેવું. જુના સંધીવાને માટે નીચે પ્રમાણે ગંધકનું તેલ વાપરવું.

પાંચ રૂપીઆભાર ગંધકનો બારીક ભૂકો તથા અઢીશેર મીઠું તેલ, અને કપૂર તોલા ૫ સાથે મેળવી ખુબ ઘુંટવાં. આ પ્રમાણે તૈયાર થએલું તેલ વા ના દરદ ઉપર ચોપડવું. અર્શ એટલે હરસને માટે સુદ્ધ આમલસારા ગંધકનો બારીક ભૂકો વાલ ૧ થોડા ગુલકંદ સાથે મેળવી દિવસમાં ત્રણ વખત ચાટવો સંગ્રહણી ઉપર પણ આ દવા સારી અસર કરે છે.

ચણકબાબ.—આ દવાનો મુખ્ય ઉપયોગ પ્રમેહ માટે છે. જ્યારે પ્રમેહનાં શખ્ત ચિન્હ એટલે બળતરા શાંત થાય, ત્યાર પછી તેનો ઉપયોગ કરવો. પ્રમેહમાં બળતરા હોય અને ચણકબાબ આપવામાં આવે તો નુકશાન થાય છે. ચણકબાબ તોલા ૫ ફટકડીનો ભૂકો તોલો અરધ, અને કાથાનો ભૂકો તોલો પા મેળવી નવ ભાગ કરવા અને એકેક ભાગ દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવો. આ દવા પ્રમેહ, જુનો પ્રમેહ, પ્રદર અને બીજાં સ્ત્રીઓનાં યોનીસ્ત્રાવના રોગો ઉપર આપવાથી ઘણી સારી અસર થાય છે. ઘરડાં માણસોને જુની ખાસીમાં જ્યારે કફ પડતો થાય ત્યારે બ બે વાલ ચણકબાબનો ભૂકો દિવસમાં ત્રણ વખત આપવો. ઉપરની ફટકડી, કાથો અને ચણકબાબ વાળી દવાથી ઘણું કરીને ઝાડો કબજ રહે છે. માટે ત્રણ ત્રણ ચાર ચાર દિવસને આંતરે દસ્ત સાફ

લાવવા વાસ્તે છેલ્લે બતાવ્યા પ્રમાણે મીંઢીઆવળની ફાકીનો ઉપયોગ કરવો.

**ચિત્રો**–સંધિવા, ચસકા, ગ્રંથીની વૃદ્ધિ, બરોળની વૃદ્ધિ વીગેરે ઉપર જ્યારે ફોલ્લો ઉઠાડવાની જરૂર પડે છે, ત્યારે ચિત્રાનો નીચે પ્રમાણે ઉપયોગ કરવો.

ચિત્રાનું તાજું મૂળ ઘસી ચોપડવું. ચોપડયા પછી પાંચ મિનિટે બળતરા શરૂ થાય છે, ને અરધા કલાકસુધી રહે છે. ત્યાર પછી ફોલ્લો ઉપડી આવે છે. તે ફોલ્લાને ફોડી નાખી, કેળના પાંદડાં ઉપર ઘી લગાડી માથે બાંધી દેવું.

**ચુનો**–ચુનો ઔષધના કામમાં ઘણો ઉપયોગી છે. પાંચ તોલા કળીચુનો, અને દશ રતલ ચોખું પાણી સાથે મેળવી કાચના બુચવાળી બાટલીમાં ભરી ત્રણ ચાર મિનિટસુધી ખુબ હલાવવું. પછી તે બાટલીને સ્થિર રાખવી. જ્યારે તમામ ચુનો નીચે બેસી જાય ત્યારે ઉપરની આછ એક કાચના બુચવાળી બાટલીમાં રાખી મૂકવી. આ પાણી હમેશાં તૈયારજ રાખવું. કારણ કે તે ઘણા દીવસસુધી બગડતું નથી. ખાટા ઓડકાર આવતા હોય, છાતીમાં બળતરા થતી હોય, અને અપચો થયો હોય ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે ચુનાનું પાણી રૂા. રાા ભાર પીવું. ઉલટી થતી હોય ત્યારે એક રૂપીઆભાર આ પાણી તથા દૂધ રૂપીયા એકભાર સાથે મેળવી પી જવું. છોકરાઓને તેના પ્રમાણમાં આપવું. શરીરનો કોઇપણ ભાગ બળી ગયો હોય, ત્યારે તેનાપર ચુનાનું પાણી તથા તેલ સરખે વજને લઇ સાથે મેળવવું. ઘી જેવું થાય ત્યારે દાઝેલા ભાગપર ચોપડવું.

**ટંકણખાર** (પાટીઓ)–છોકરાંનાં મોઢાં આવી જાય છે, અને જેને લોકો થુલીઓ કહે છે, તે ઉપર ટંકણખારનો બારીક ભૂકો વાલ ૧ ત્રણ વાલ મધમાં મેળવી થોડો વારંવાર છોકરાંનાં મોઢાંમાં ચોપડવો. આ દવા થુલીઆને માટે સર્વોત્તમ છે.

ઘણા લાંબા કાળના ક્ષય અને તાવથી જ્યારે જીભમાં ચીરા પડી જાય છે ત્યારે ઉપર પ્રમાણે ટંકણખાર મધમાં મેળવી જીભ ઉપર ચોપડવો. સ્તનની ડીંટડીનો સોજો થયો ત્યારે છોકરાંને ધવરાવ્યા પહેલાં અને પછી દશ વાલ ટંકણખારને ત્રણ તોલા પાણીમાં મેળવી તે પાણીથી ડીંટડી ધોવી.

સ્ત્રિને જણવાના વખતમાં પીડ ન આવતી હોય અને ઘણી કષ્ટાતી હોય તો પાંચ વાલ ટંકણખારનો ભૂકો અને બે વાલ તજનો ભૂકો ગરમ પાણી સાથે દર બ બે કલાકે પ્રસવ થાય ત્યાંસુધી આપવો. સુવાવડમાં સ્રીને આંચકી થાય છે, ત્યારે એ ટંકણખાર અને તજની દવાથી સારો ફાયદો થાયછે.

નાનાં બાળકોને જ્યારે આંચકી આવે છે ત્યારે ફૂલાવેલ ટંકણખાર વાલ ૧ ધાવણ સાથે મેળવી બાળકને પાવાથી આંચકી તરત બંધ થાય છે. આ દવા બાળકની આંચકીને સર્વોત્તમ છે. દાદર અને ખરજવાં માટે દશ વાલ ટંકણખાર તથા બે તોલા તેલ સાથે મેળવી દાદર અને ખરજવા ઉપર ચોપડવું. ચાદાં, સડેલાં ઘારાં, અને ફુટેલી બદને છ વાલ ટંકણખાર અને ચાર તોલા પાણી સાથે મેળવી ધોઇ નાખવું. હરેક જાતની પેટની ગાંઠ માટે એક વાલ ટંકણખારને ગોળ સાથે મેળવી દિવસમાં ત્રણ વખત આપવું. તથા બધી જા-

તની ગાંઠ ઉપર ફટકડી, ટંકણખાર તથા દહીં સરખે ભાગે સાથે મેળવી ચોપડવાં. ઉધરસ, દમ, શ્વાસ ઉપર એક વાલ ટંકણખાર તથા અરધો વાલ પીપર મધમાં મેળવી દિવસમાં ત્રણ વખત ચાટવાં. પુષ્ટિ તથા ધાતુની વૃદ્ધિને માટે એક વાલ ટંકણખારનાં ત્રણ પડીકાં કરી નાગરવેલના પાન સાથે દિવસમાં ત્રણ વખત એક એક પડીકું ખાવું. તે ઉપર દૂધ, ઘી, વગેરે પૌષ્ટિક ખોરાક ખાવો.

ધતુરો.—ધતુરાનાં સૂકાં પાદડાં અને ડાળના ભૂકાને ચલમમાં નાખી પીવાથી ચડેલો દમ બેસી જાય છે. વળી વા ને સોજો, કમરનો લચક, દુખતી રસોળી, ડાકનું ઝલાઇ જવું વગેરે દરદો ઉપર નીચે લખેલું તેલ સારી પેઠે ચોળી શેક કરવો.

બનાવટ—અઢી તોલા ધતુરાનાં અધકચરાં બી અઢી શેર મીઠું તેલ, સાત દિવસ સુધી મેળવી રાખી મૂકવાં પછી ચોળીને તેલ ગાળી લઇ ઉપયોગમાં લેવું. વળી એજ તેલ પીડીતાર્તવમાં સાંધા ઉપર અથવા દરદ થતી જગાઓ ઉપર લગાવવું વળી આ તેલ શરીરના ગમે તે ભાગ ઉપર ચસકા નીકળતા હોય તે ભાગ ઉપર લગાવવાથી દરદની શાંતિ થાય છે. કોઇપણ જખમને લીધે તાણ થઇ દાંતની દાઢ વળી ગઇ હોય તો ઉપરનું તેલ જડબાંની ચારે તરફ ચોળી શેક કરવાથી દાંતની દાઢ ઉઘડી જશે. કોઇપણ જાતના તાવમાં ધતુરાનાં પાંદડાનો રસ ટીપાં ૧૦ થોડા દહીંમાં નાખી તાવના વખત પેહેલાં બે કલાકે આપવાં દવા ખાધા પહેલાં જમી લેવું. કેમકે આ દવા ભૂખ્યાં લીધાથી દવાનો જોસ બહુ જણાય છે. બા-

ળકને આ દવા આપવી નહિ. આ દવાથી માથામાં વધારે દુખાવો થાય તો માથાપર ગાયનું ઘી ઘસવું. તાવ ઉતરી ગયા પછી અનાજ હજમ થવા સારૂ નીચેની ગોળી વાપરવીઃ—

ધતુરાનાં પાંદડાં લીલાં તથા કાળાં મરી સરખે વજને લઇ મેળવી મગના દાણા જેવડી ગોળીઓ કરવી અને સવાર સાંજ જમ્યા પછી એક એક ખાવી આ ગોળી ઉધરસ, દમ, શ્વાસ, ઝાડો વગેરે દરદોને સારો ફાયદો કરે છે.

**નવસાર**—સ્તનપાક થવા માંડે ત્યારે બે તોલા નવસાર, અઢી શેર પાણીમાં નાંખી, મેળવી, તેની અંદર લુગડાં બોળી તે લુગડાં સ્તનપર રાખવાં શરીરના બીજા કોઇપણ ભાગમાં ગડગુમડ થયાં હોય તો ઉપરના પાણીમાં લુગડું પલાળી લગાવવાથી સારો ફાયદો થાય છે. તાવ અથવા બહુ નિશાથી માથું ચડયું હોય ત્યારે ઉપરના પાણીમાં ભીંજવેલું લુગડું માથે રાખવું. શીળસ ઉપર તે પાણી લગાડવાથી ઘણો ફાયદો થાયછે. શરીરના કોઇપણ ભાગનો દાહ (Inflammation) થયો હોય ત્યારે તે પાણીમાં લૂગડું ભીંજવી લગાવવાથી દાહ શાંત થાય છે. જુના સંધીવામાં બે વાલ નવસાર બે તોલા કરીઆતાના ચા માં નાખી દિવસમાં ત્રણ વખત પીવું. એજ પ્રમાણે વ્યકૃત (પેટની જમણી બાજુનું દુખવું) ઉપર પીવાથી સારી અસર થાય છે. કમળામાં ઉપરની દવા આપવી અને બીજે ત્રીજે દિવસે સોનામુખીની ફાકી દસ્ત સારૂ લાવવા સારૂ લેવી. ઘરડા માણસની ઉધરસ ઉપર એક વાલ નવસાર અને એક વાલ જેઠીમધ સાથે મેળવી પાણીમાં પીવા આપવું. છોકરાંની મોટી ઉધરસ ઉપર અરધો વાલ નવસાર તેટ-

લાજ તજના ભૂકા સાથે મેળવી દરદના પ્રમાણમાં દિવસમાં બે ત્રણ વખત ગરમ દૂધ સાથે આપવું. વ્યકૃતના વ્યાધિથી અથવા તાવ ઉતરી ગયા પછી થએલા જળોદર ઉપર કરીઆતાંનો ચા અને નવસાર બતાવેલી માત્રા પ્રમાણે દિવસમાં બે ચાર વખત પીવો. વાળાના દરદને માટે એક તોલા નવસારનો ભૂકો કરી ગોળમાં મેળવી, નવ ગોળી કરવી, અને દિવસમાં ત્રણ વખત એકેક ખાવી.

**નેપાળો**—નેપાળામાંથી જુલાબની ઘણી સારી દવા બને છે. જેમકેઃ—નેપાળાનાં બી ઉપરની છાલ કાઢી લઇ બી દૂધમાં ત્રણ વખત બાફવાં. પછી ઉપરની છાલ તથા અંદરની જીભ કાઢી નાખવી. જો જીભ રહી જાય તો મરડો અને ઉલટી થાય છે.

આ પ્રમાણે તૈયાર કરેલ બી નો ભૂકો એક ભાગ અને બે ભાગ કાથાના ભૂકાને સાથે મેળવી, મધમાં ખુબ મેળવવાં; અને એક એક રતીની ગોળી કરવી; અને જ્યારે તાણ આંચકી, ઘેલાપણું, સખત તાવ, જળોદર, વગેરે રોગોમાં જુલાબ આપવાની જરૂર પડે ત્યારે ઉપર લખેલી એક ગોળી આપવી. જો આ ગોળીથી મરડો, ઉલટી અને ઘણો ઝાડો થઈ પડે તો લીંબુનો રસ ચુસાડવો, જેથી તરત આરામ થાય છે.

**પીપર**—સરપ દંશ, અથવા એવા બીજા કોઇ પણ કારણથી આદમી હલાક બની થાકી જાય છે, ત્યારે નીચે પ્રમાણે મરી અને પીપરનો કવાથ બનાવી દર બ બે કલાકે પાવો. અધકચરી પીપર વાલ ૩ તથા અધકચરાં મરી વાલ ૩, ગરમ છણછણતું પાણી તોલા ૨ સાથે મેળવી ઠરી જાય ત્યારે

એક વખત પાઇ દેવું; તેથી શરીરમાં કાંટો આવે છે, તથા તાવ ઝાડો, અરૂચિ, અજીર્ણ, મંદાગ્નિ, હરસ, દમ, ખાંસી વીગેરે ઉપર એજ કવાથ દિવસમાં બે વખત પાવો.

ફટકડી—ઘણું કરીને છોકરાંની આંખ દુખવા આવે છે ત્યારે ફટકડીનું ટીપું બહુ ગુણકારી થઇ પડે છે ફટકડી આ રધો વાલ તથા બે તોલા ગુલાબજળ સાથે મેળવી. તેમાંથી બે ચાર ટીપાં આંખમાં નાખવાં. જખમમાંથી ઘણું લોહી નીકળતું હોય ત્યારે ફટકડીનો બારીક ભૂકો દબાવી ભીનો પાટો બાંધવો. તેથી જખમ પાકતો નથી, તથા તરત રૂઝ આવે છે. છોકરાંઓને આમણ નીકળે છે ત્યારે માયફળ દશ વાલ લઇ સવાશેર પાણીમાં ઉકાળવા. ઠર્યા પછી આઠ ભાગ માયફળનો ઉકાળો અને બે ભાગ ફટકડીનો ભૂકો સાથે મેળવી તેમાં કપડું બોળી આમણ ઉપર રાખવું. સંગ્રહણી, અતિસાર, પ્રદર, અતિ આર્તવ, પેસાબમાં, હરસમાં, તથા નાકમાંથી અને મોઢામાંથી લોહી જતું હોય તો તે અટકાવવા ફટકડી પીવા અપાય છે. બે વાલ ફટકડી બે તોલા પાણીમાં મેળવી ઉપરનાં દરદોમાં સવાર સાંજ પીવી. ઉપર લખેલું ફટકડીનું પાણી પીચકારી મારવાના કાંમમાં તથા કોગળા કરવામાં પણ ઉપયોગી છે. મોઢું આવ્યું હોય, સાધારણ અથવા પારાની દવા ખાધાથી ચાંદાં પડયાં હોય, ગળું આવ્યું હોય ચોરીઆ સૂજી આવ્યા હોય તો ફટકડીના પાણીના કોગળા કરવાથી દુરસ્ત થાય છે. જુના પ્રમેહ અને પ્રદરમાં ફટકડીનાં પાણીની પીચકારી મરાય છે ટાઢીઆ તાવ પર એક વાલ ફટકડી ગોળ સાથે મેળવી આપવાથી ટાઢ અટકે છે.

**મરી**—કોલેરાને માટે નીચે બતાવેલ એક મરીની ગોળી ઘણી ફાયદાકારક છે:—

મરી, હીંગ, અને અફીણ, દરેક એક એક વાલ લઇ સાથે મેળવી નવ ગોળી કરવી, તેમાંથી એક એક ગોળી એક એક કલાકે આપવી. આ દવામાં અફીણ છે તેથી લાંબો વખતસુધી આપવી નહી. મુખ્યત્વે કરીને આ ગોળીનો ઉપયોગ કોલેરાની શરૂઆતમાંજ કરવો. નબળા બાંધાના અને ઘરડા માણસને હરસ થયા હોય તો નીચેનો મરીનો અવલેહ ઘણો ગુણકારી છે.

બારીક મરીનો ભૂકો તોલો ૧, અજમા તોલો ૧।।, મધ તોલા ૭।। ખુબ સાથે મેળવવા અને તેમાંથી અરધો અરધો તોલો દિવસમાં ત્રણ ખવત ચાટવું.

**મીંઢીઆવળની ફાકી**—મીંઢીઆવળનાં પાંદડાં તોલા ૮, હીમજ તોલો ૨, સીંધાલુણ તોલો ૧ સંચળ તોલો ૦।।; પ્રથમ મીંઢીઆવળને પાંચ શેર પાણીમાં બાફી પાણી એક શેર રહે ત્યારે ઉતારી ઠંડા પાણીથી ધોઇ છાંએ સૂકવવી; હીમજને ઘીમાં તળી ચૂર્ણ કરવું; પછી બધાનું ભેગું ચૂર્ણ કરવું. તેમાંથી તોલો અરધગરમ પાણી સાથે લેવું. આ દવાથી બે સાફ દસ્ત લાગશે.

**મોરથુથુ**—જુનો ઝાડો, સંગ્રહણી અને રક્તાતિસારને માટે નીચે મોરથુથુવાળી ગોળીનો ઉપયોગ કરવો:—મોરથુથુ વાલ ૧ અફીણ વાલ ૧ મધમાં સારી પેઠે મેળવી તેમાંથી બાર ગોળી વાળવી અને દિવસમાં ત્રણ વખત એક એક આપવી. આ ગોળી ક્ષયની ત્રીજી સ્થિતિમાં ઝાડો બંધ કરવામાં

ઘણી ઉપયોગી છે. બાળકને અથવા મોટા માણસને મોઢામાં છારાં પડયાં હોય તો એક વાલ મોરથુથુનો બારીક ભૂકો કરી ત્રણ તોલા મધમાં મેળવી આંગળીવતે મોઢાનાં છારાં ઉપર ચોપડવો અને લાળ બહાર કાઢવી. છોકરાંની આંખ ઉઠેલી હોય તો અરધી રતી મોરથુથુને બે તોલા ગુલાબજળ સાથે મેળવી આંખમાં ટીપાં નાખવાં. દરદનું જોર વધારે હોય તો મોરથુથુની માત્રા બમણી લેવી. આંખોની અંદર ખીલ પડયા હોય તો મોરથુથુની એક લીસી કટકી લઇ ખીલ ઉપર ઘસવી. દાદર અને ઉંદરીને માટે નીચેના મલમનો ઉપયોગ કરવો મોરથુથુ વાલ ૪ માયફળનો ભૂકો વાલ ૧૦ ઢાકમનું ઘી તોલા ૩ સાથે મેળવી દરદવાળા ભાગ ઉપર ઘસવું. નાકમાંથી લોહી નીકળતું હોય અને આગળ લખ્યા પ્રમાણે ફટકડીથી બંધ થતું ન હોય તો એક વાલ મોરથુથુના ભૂકાને ત્રણ વાલ પાણીમાં નાખી તે પાણી નાકમાં રેડવું તેમજ જળોના ડંખથી લોહી વહેતું હોય તો તેનાપર બારીક મોરથુથુનો ભૂકો દાબવો. અફીણ, ધતુરો, ઝેરકોચલા, કાકમારી, વછનાગ, અને સોમલનું ઝેર ચડયું હોય અને ઉલટી કરાવવી હોય તે વખતે એક વાલ મોરથુથુ અઢી શેર ગરમ પાણીમાં મેળવી બધું પીવરાવી દેવું દરદી ગભરાઇ ન જાય તેની સંભાળ રાખવી. ઉપરની દવા એકવાર આપવાથી અરધા કલાકની અંદર કાંઇ પણ પરીણામ ન જણાય તો બીજી વાર આપવી. આ ઉલટીની દવા સારા વૈદ્યની હાજરી અને સલાહથી આપવી. જુના પ્રમેહને માટે અરધી રતી મોરથુથુ બે તોલા ગુલાબ જળમાં મેળવી પીચકારી મારવી.

રાઇ—ચસકા, વા, સંધીવા, પેટનું તથા છાતીનું દુખવું, દમ, ઉધરસ, શૂળ, ઉલટી, ઉછાળો, વગેરે દરદો ઉપર રાઇની પટી મારવાની જરૂર છે. નવી રાઇનો બારીક ભૂકો ટાઢા પાણીમાં મેલવી, જાડા કાગળપર પાથરી દુખતા ભાગપર લગાવવો. લગાડયા પછી તે ભાગ લાલચોળ થાય અથવા જરા બળતરા થાય ત્યારે તે પટી ઉખેડી લેવી. વધારે વખત રહેવા દીધાથી ફોલ્લો ઉપડે છે.

હીરાકસી—પાંડુરોગ, કમળો, અશક્તિ, સાધારણ તથા લોહીનો ઝાડો, જળોદર, દૂઝતા હરસ વગેરે દરદો ઉપર હીરાકસીનો રીતે પ્રમાણે ઉપયોગ કરવો હીરાકસીના લીલી કટકાનો ભૂકો વાલ ૧ અંદરજવનો ભૂકો વાલ ૪. મધમાં મેલવી બાર ગોલી કરવી, તેમાંથી એક એક સવાર સાંજ પાણી સાથે આપવી.



# અગાઉથી આશ્રય આપનાર સદ્‌ગ્રહસ્થોના નેકનામોની આનંદકારક યાદી

૨૫૧ રા. રા. અમૃતરાવ શીવરામ દેસાઈ.

૨૫ વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી, જામનગર.

૨૫ રા. રા. પંડીત જયેષ્ઠારામ મુંકુંદજી પુસ્તકો વેચનાર

૨૫ ઠા. વસનજી પરમાણંદ, ચીનાઈ તથા હિંદુસ્થાની ચાહ વેચનાર.

૨૫ ઠા. કચરા ભાણજી

૨૫ ઠા. માધવજી વિ. જાદવજી

૧૨ રા. રા. ઇશ્વરદાસ લાઇબ્રેરીવાલા.

૧૨ મહેરબાન પોષ્ટ માસ્તર લાધારામ નથુભાઈ.

૬ રા. રા. ચંદાખંટાઉ ગાંધી.

૬ રા. રા. મગનલાલ જેઠાલાલ

૬ રા. રા. મોહનલાલ ભવાની શંકર ઉપાધ્યા.

૬ રા. રા. જગજીવન વિ. પોપટ

૬ રા. રા. છોટાલાલ જીવણલાલ

૬ ગાંધી લલ્લુ કરસનજી

૬ રા. રા. ગોકલદાસ ઇંદરજી સાડીવાલા.

૬ રા. રા. હરીરામ સુરજી

૬ મહેરબાન ડાક્ટર ગણપતરામ નરભેરામ નડીયાદી.

૬ મહેરબાન શેઠ જમસેદજી દોરાબજી ચીનાઈ

૬ મુલતાની કલ્યાણ પેરાજ

૬ રા. રા. લલ્લુભાઈ બી. દોલતજાદા.

૬ રા. રા. નાનાભાઈ કેશવદાસ મહેતાજી.

૬ રા. રા. ફુલચંદ હીરાચંદ મહેતાજી

૬ વૈદ્યરાજ પ્રભાશંકર આશારામ.

૬ ઠા. કારા વસનજી

૬ શેઠ ડોસાભાઈ એદલજીમેતા

૬ વૈદ્યરાજ ઓધવજી સુંદરજી

૬ વૈદ્યરાજ નરોત્તમરામ રણછોડજી

૬ રા. રા. મનસુખરામ સુર્યરામ

**૬ રા. રા. બેચર ડુંગરશી મારફત**

૧ રા. રા. બેચર ડુંગરશી

૧ ,, દેલજી નથુ

૧ ,, ભગવાનજી વિ. માનસંગ

૧ ,, સીપાઈ કરીમ નથુ મલેક

૧ ,, કાનજી જેશંકર ભંડારીયા

૧ ,, જીવામીયા આલમમીયા

**૬ રા. રા. ગોવિંદજી વિ. નાનજી મારફત**

૧ સાહેબજાદા સુલતાન મહમદ ખાનજી સાહેબ
૧ ભાટીયા હરીદાશલાલજી વૈદ્ય
૧ ગોરજી લાધાજી જેવંતજતી
૩ બુકસેલર ગોવિંદજી વિ. નાનજી
૬ રા. રા. ધીરજરામ દેવશંકર વૈદ્ય મારફત.
૧ રા. રા, ધીરજરામ દેવશંકર વૈદ્ય.
૧ રા. રા. દલસુખરામ હરીભાઈ માસ્તર
૧ ,, કેવળરામ દયારામ માસ્તર
૧ ,, મંછારામ દયારામ માસ્તર
૧ ,, નરભુભાઈ આશારામ પટેલ
૧ ,, કરૂણાશંકર શીવભાઈ આસિ. માસ્તર.
૬ રા. રા. મહાસુખરાય વિ. ભવાનીદાશ મારફત
૧ રા. રા. મહાસુખરાય વિ. ભવાનીદાશ
૧ ,, તલશી જાદવજી
૧ ,, પ્રેમજી વિ. ભવાનીશંકર જોશી
૧ ,, સુંદરજી હંસરાજ
૧ ,, જીવા જુઠા
૧ ,, સેવકરામ વિશ્વનાથ
૬ રા. રા. સ્વદેશાભિમાની મારફત
૧ રા. રા. સ્વદેશાભિમાની
૧ ,, મનજી વશરામ

૧રા. રા. મોતી પુરૂષોત્તમ
૧ ,, ત્રીવેદી મોનજી લીલાધર
૧ ,, રાજગોર જીવા વીરજી
૧ વોરા જીવાભાઈ ડોસાભાઈ
૬ રા. રા. આત્મારામ જેકીસનદાશ માસ્તર મારફત
૨ રા. રા. આત્મારામ જેકીસનદાશ માસ્તર
૧ મે. દા. સુરજરામ ગીરજાશંકર
૧ રા. રા. માધવજી વહાલજી મેતા
૧ ,, કરસનદાશ નરભેરામ
૧ માવજી નારણજી
૬ મિ. કરસનજી ભાણજી જાની મારફત
૩ મિ. કરસનજી ભાણજી જાની
૧ કારભારી અંબારામ બહેચરલાલ
૧ વૈદ્ય રેવાશંકર મયારામ
૧ જોશી ગણપતીશંકર હરજીવન
૬ રા. રા. જોઇતારામ લક્ષ્મીચંદ કારકુન મારફત
૨ રા. રા. જોઇતારામ લક્ષ્મીચંદ
૧ ,, છોટાલાલ રામભાઈ
૧ ,, મણીલાલ લલ્લુભાઈ તળાટી
૧ ,, મગનલાલ બાપુજી કારકુન
૧ ,, લક્ષ્મીશંકર નથુરામ તળાટી

૩ રા. રા. ત્રીભોવન વિ. શીવશંકર મહેતાજી
૨ શેઠ વલભદાશ વહાલજી હાલાઈ ભટીયા મહાજનના સેક્રેટરી ટ્રેઝરર ને મેનેજર.
૨ શેઠ નસરવાનજી મેરવાનજી પાંડે
૨ મહેરબાન શેઠ કરસનદાશ વલ્લભદાશ એજંટ જીવરાજ બાલુ સ્પીન્નીંગ
૨ રા. રા. ભગવાનલાલ કરસનજી પોષ્ટમાસ્તર.
૨ રા. રા. તાપીદાશ વૃજદાશ એજંટ અલાયન્સ સ્પીનીંગ
૨ રા. રા. જમનાદાશ પ્રેમજી
૨ ,, સુંદરદાશ જાદવજી
૨ ,, કાનજી મનશી.
૨ ,, પ્રભાશંકર જગજીવન તળાટી
૨ ,, પ્રાણગોવિંદ લાલભાઈ
૨ ,, રણછોડ હરીવલ્લભ વૈદ્ય
૨ ,, મોહનલાલ બહેચરદાશ
૨ ,, કૃષ્ણરામ પ્રેમાનંદ મહેતાજી
૨ ,, છગન વિ પેરાજ
૨ ,, ગોવિંદલાલ દલપતરામ
૨ ,, નારણદાશ લાલદાસ વૈદ્ય
૨ ,, ભાવસાર કચરા દેવચંદ
૨ ,, હરગોવિંદ કાળીદાશ
૨ ,, ચુનીલાલ ઉમેદરામ માસ્તર

૨ રા. રા. દામજી શીવજી
૧ ગુ. રા. કરૂણાશંકર વિ. ગણેશજી રાવળ
૧ રા. રા. લલ્લુભાઈ પુંજારામ
૧ ,, રૂઘનાથ દામજી ટોપીવાલા
૧ ,, શોભાગચંદ કલ્યાણજી
૧ ,, દયાશંકર ભાઈ
૧ ,, ઓધવજી વહાલજી ઈસ્કુલ
૧ ,, માણેકલાલ દીનાનાથ.
૧ ,, જમનાપ્રસાદ ગોવરધનપ્રસાદ
૧ માણેકલાલ ગોકલદાશ
૧ ,, હરીશંકર વીરેશ્વર
૧ ,, આણંદરાય વિ. દાજીભાઈ મેતા
૧ ,, માવજી હરજી ભણસાલી
૧ શેઠ સોરાબજી દાદાભાઈ ખંડાલેવાલા
૧ રા. રા. રણછોડદાશ નરોત્તમદાશ ઓવરસીયર
૧ રા. રા. બાલાશંકર પુરૂષોત્તમ વ્યાસ
૧ ,, હરીશંકર ભુલાભાઈ સુકલ
૧ ,, કેસુરદાશ ગીગાભાઈ
૧ ,, નથુલાલ હિંમતરામ
૧ ગોસ્વામી શ્રી વ્રજભુખણલાલજી
૨ રા. રા. જદુલાલ મોહનલાલ ધ્રુ.
૧ ,, ગવરીશંકર રણછોડજી ભટ
૧ રા. રા. લક્ષ્મીદાશ મોરારજી

૧ રા.રા જેઠાલાલ વિ. ઉમીયાશંકર
૧ ,, સુરજરામ પ્રાણશંકર
૧ ,, વલભદાસ કલ્યાણજી
૧ ,, નરસીદાસ ખીમચંદ
૧ ,, કાળીદાસ અમથાભાઇ
૧ શેઠ ગોરધનદાસ ખટાઉ મટનજી
૧ મિ. વીઠલ કેશવલાલ ગાંધી
૧ રાં. રા. ઇશર પ્રેમજી
૧ ,, વંદ્રાવનદાસ પીતાંબરદાસ
૧ ,, લધા કલ્યાણજી
૧ ,, રામશંકર ઇશ્વર વ્યાસ
૧ શેઠ રમજાનઅલી સમસુદીન
૧ રા. રા. નથુભાઇ બાપુજી પરમાર
૧ ,, હરીસુખરામ માણેકરામ
૧ શેઠ એદલજી બાપુજી દાદી બરજોર
૧ રાઓલ શ્રી મોતીભાઇ અ-ભેરાજજી
૧ રા. રા. મેઘજી નારણજી
૧ ,, છગન બેચર સુતાર
૧ ,, રેવાશંકર હરીકૃષ્ણ
૧ ,, જેકીસનદાસ જેઠાભાઇ
૧ ,, નથુ ભગવાન ધોળકીયા
૧ ,, પ્રેમચંદ ઉમેદચંદ
૧ ,, બાલાભાઇ કકલભાઇ
૧ ,, જુગતરામ રણછોડજી
૧ ,, વીરજી ઝીણારાવળ L. M. & S.
૧ ,, મોરારજી પ્રેમજી વૈદ્ય

૧ બ્રહ્મક્ષત્રી વશરામ કરસનજી મામતોરા
૧ રા રા શોભાગચંદ રાયચંદ
મહેરબાન ડાકટર હીંમતલાલ માણેકલાલ ખડેપાડે
૧ રા. રા. મોહનજી રતનજી.
૧ ,, મુલજી ચુનીલાલ તળાટી
૧ ,, પ્રેમજી વિ. બાવાભાઇ ગાંધી
૧ ,, હરીલાલ વિ. અંબાં-શંકર ત્રવાડી
૧ વજેરામ પ્રાણશંકર મહેતાજી
૧ ,, હરજીવન વિ. ભગવાન-દાસ સધર મરચંટ.
૧ મિ. ગણપતરાવ પુરૂષોત્તમ
૧ રા. રા. કેશવલાલ મગળજી
૧ ,, હીરાલાલ સાકરલાલ
૧ ,, નરોત્તમદાસ ઓધવજી મહેતા
૧ મહેરબાન શેઠ રામજી ધનજી ગાંધી (પોરબંદરવાલા)
૧ રા રા. કુંવરજી વિ. જગજીવન
૧ શેઠ મંચેરજી ફરામજી તંબોલી
૧ રા. રા. રામશંકર દયારામ ભટ
૧ ,, મોતી જેઠાણી
૧ ,, નાથજી ઉત્તમરામ
૧ ,, લખુ તેજસી ખત્રી
૧ ,, નાથુભાઇ જગજીવનદાસ
૧ ,, છગનલાલ નથુદાસ વૈદ્ય
૧ ડા. કલ્યાણજી મોનજી
૧ રા. રા. ધનજી વાઘજી

૧ ઠા. ખીમજી લધા
૧ રા. રા ડોસા રણા મહેતાજી
૧ ,, હરજીવન કાશીરામ જોશી
૧ ,, ગીરજાશંકર કેશવરામ
મહેતાજી
૧ રા. રા. માણેકલાલ વિ. મ-
ગનલાલ.
૧ ,, ચંદુલાલ કૃષ્ણરાવજી
૧ ,, લલ્લુભાઈ સુરભાઇ દેશાઈ
૧ રા. રા. ગોવરધનદાસ મુળચંદ
મેહેતાજી
૧ ,, સોમેશ્વર નાનકેશ્વર ભટ્ટ
૧ ,, અમરજી ઇંદ્રજી મેહેતાજી
૧ ,, આણંદજી પ્રાગજી મેહેતાજી
૧ ,, વજેશંકર જીવરામ વૈદ્ય
૧ ,, મથુરાલાલ માણેકલાલ
અધારૂ
૧ ,, અંબાલાલ જીભાઈ મા-
સ્તર
૧ ,, નરહર ગણેશ
૧ ,, દલપતરામ ખુલાખીરામ
૧ ,, પ્રેમચંદ જેઠાચંદ
૧ ,, ગોકીદાસ જુઠાણી
૧ ,, ભગવાનજી વિ. મયારામ
વૈદ્ય
૧ ,, પ્રેમચંદ સાંકળચંદ સંઘવી
૧ ,, છગનલાલ ત્રીકમદાસ
૧ ,, પુંજાલાલ નથુભાઈ મીસ્ત્રી
૧ ,, જોન ગંગારામ ખ્રીસ્તી
૧ ,, નાથાભાઈ રૂઘનાથ
૧ ,, છગનલાલ લલ્લુભાઈ શાહ
૧ ,, લલ્લુભાઈ જોરાભાઈ

૧ મેહેરબાન દા. દાદાભાઈ દો-
રાબજી
૧ રા. રા. અંબાલાલ કાળીદાસ
માસ્તર
૧ ,, શંકરભાઈ શીવભાઈ મે-
હેતાજી
૧ મેહેરબાન દરબાર શ્રી કોટીલા
ઉનડ જેતમાલ
૧ રા. રા. હરજીવનદાસ વિ. દેવશંકર
૧ ,, પ્રાણશંકર પુરૂષોત્તમ પંડયા
૧ ,, રેવાશંકર વિ લક્ષ્મીશંકર
૧ ,, ભગવંતગય લલ્લુભાઈ
૧ ,, કાશીદાસ નથુભાઈ પટેલ
૧ ,, હરીલાલ અંબાશંકર મા-
સ્તર
૧ ,, ગોકલ રામજી મહેતાજી
૧ ,, ભગવતીદાસ ત્રીકમદાસ
૧ ઠા. ગોકલદાસ નેણસી
૧ ,, કલ્યાણજી કેશવજી
૧ જોસી દયારામ દેવરામ
૧ ,, સુંદરજી ગીરધર
૧ વૈદ્ય કાનજી જીવન
૧ ઠા. ડુંગરશી શીવજી
૧ જોસી જમનાદાસ ગોરધનદાસ
૧ શેઠ જમસેદજી ખારસેદજી
ઇછાપોરીયા હકીમ
૧ શા વંદ્રાવન વીરજી
૧ શેઠ દેવીદાસ પીતાંબર
૧ ઠા. પ્રાગજી કેશવજી
૧ ,, વશરામ લધા
૧ ,, વલભદાસ વીઠલદાસ
૧ શેઠ લક્ષ્મીદાસ વીરજી

૧ વૈદ્ય વંદ્રાવન જીવન
૧ શા. જીવણ નેમચંદ શજા
૧ ગાંધી હીરીયા દેવકરણ
૧ વૈદ્ય કલ્યાણજી હરજીવન
૧ રા. રા. કેશવજી જેઠા મેતા
૧ ,, સારાભાઈ કલ્યાણજી નાગર
૧ ,, લક્ષ્મીરામ ભગવાન માસ્તર
૧ ,, પઢીયાર નારણજી ઉમીયાશંકર
૧ ,, ગણપતીશંકર અમ્રતલાલ ભટ
૧ ,, મુલચંદ છગનલાલ
૧ ,, વીઠલદાશ ખોડાભાઈ ક્ષત્રી
૧ ,, પ્રજારામ કરૂણાશંકર વ્યાસ
૧ ,, ધીરજરામ દલપતરામ વૈદ્ય
૧ મહેરબાન ડાકટર રામચંદ્ર અરજુન
૧ મિ. મનસુખ છગનલાલ
૧ રા. રા. કેશવલાલ હરજીવન
૧ ,, જીવાભાઈ ઘેલાભાઈ ભાવસાર
૧ ,, ઠાકોરદાશ નરસિંહદાશ
૧ ,, મુલજી ઇશ્વરજી
૧ ,, ભાઈશંકર વસંતરામ મહેતાજી
૧ ,, ચુનીલાલ દલપતરામ
૧ ,, ગીરધરલાલ ભુખણલાલ
૧ ,, સુંદરજી વીરજી વૈદ્ય
૧ ,, હીરજી પુંજા માસ્તર
૧ ,, દેવજી વેલજી
૧ ,, રવજી સુંદરજી
૧ ,, હરીદાશ રતનશી
૧ શ. રૂા. પુનમચંદ ન્યાલચંદ મેતા
૧ ,, બાબરશંકરભાઈ પારેખ
૧ ,, હરખચંદ માણેકચંદ
૧ ,, નરભેરામ આણંદરામ
૧ ,, છગનલાલ ભગવાનદાશ
૧ ,, છગનલાલ ભુખણજી
૧ ,, અમરચંદ અમીચંદ પટેલ
૧ ,, મહીપતરામ વિ. અમરજી
૧ ,, મગનલાલ વિ. રૂઘનાથ ભટ
૧ ,, હરીશંકર રામચંદ્ર જાની
૧ ,, નર્મદાશંકર મકનજી
૧ ,, છોટાલાલ મગનલાલ
૧ ,, મણીશંકર રામશંકર વૈદ્ય
૧ ,, જુગતરામ રણછોડજીમેતા
૧ ,, હરીશંકર ભાઈજી મહેતાજી
૧ મહેરબાન ફેમીલી સરકયુલેટીંગ લાઈબ્રેરીના સેક્રેટરી સાહેબ
૧ શેઠ નસરવાનજી એદલજી આંતીયા
૧ ,, રતનજી વાડીયા
૧ ,, અરદેસર રતનજી વાડીયા
૧ રા. રા. પ્રાણજીવન રામદાશ
૧ શેઠ ખરસેદજી કુંવરજી મોદી
૧ ગુંસાઈ રેવાગરજી કુંવરગરજી

**કુલ નકલ—૭૮૫**